# રમા-રમણ

અને

## મણારી વસંત

યાને

શોખથી સત્યાનાશ કાઢનાર ગ્રહસ્થ ને

## પતિ પત્નિનો પ્રેમ.

એક અત્યુતમ રસિક નોવેલ.

કર્તા.


વિલાસચંદ્ર (ઉર્ફે) રવિશંકર ત્ર્યંબકરામ ભટ્ટ.

બંધુ મંડળ—ખંભાત



પહેલી આવૃત્તિ—પ્રત ૧૦૦૦





જોલી પ્રીન્ટીંગ વર્કસ—અમદાવાદ.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કિંમત રૂ ૦—૬—૦

# રમા-રમણ અને મ્હારી વસંત.

યાને

## શોખથી સત્યાનાશ કાઢનાર ગૃહસ્થને પતી પત્નીના પ્રેમ.

એક અત્યુત્તમ રસિક નોવેલ.

કર્ત્તા.

વિલાસચંદ્ર (ઉર્ફે) રવિશંકર ત્ર્યંબકરામ ભટ્ટ.

બન્ધુમંડળ-ખંભાત.

—:o:—

નવિ આવૃતિ. પ્રત ૧૦૦૦

અમદાવાદ.

જોશી પ્રીન્ટીંગ વર્કસ.

સંવત ૧૯૫૭. ઈ. સ. ૧૯૦૧.

કિમ્મત રૂ. ૦—૬—૦.

# अर्पण पत्रिका.



To.

My trully friends

of

Bandhu-Mandal cambay.

VILASCHANDRA. R. T. B.

# પ્રસ્તાવના.

સાંપ્રત કાળમાં ભિન્ન ભિન્ન લેખકોની કલમથી લખા તાં દરવર્ષે સેંકડો પુસ્તકો બહાર પડે છે. તેમ આધુનિક જમાનાને અનુસરતિ સંસારીક નવલ કથાઓ તરફ આધુનિક આર્ય પ્રજા કંઈક પસંદગી બતાવે છે. અને તે આધારેજ સમાજને અનુસરી આ નવલ કથાનો પાયો ઉપસ્થિત કરવામાં આવ્યો છે.

તેમાંથી પ્રિય વાંચકો મતલબ જેટલો સાર ગ્રહણ કરશે.

હરેક કાર્ય ભુલ દોષ રહીત ભાગ્યેજ હોય છે. સઘળા પર લક્ષ આપવા કરતાં તેમાંથી માત્ર -હૃદયપર આબાદ છાપ મારે તેવું ગ્રહણ કરવું એજ સુજ્ઞ જનોનું કામ છે. ખરે જે સુજ્ઞો છે તે તો પાત્રોના દોષો તરફ લક્ષ નહિં આપતાં તેની કૃતી અને બોધજ તરફ વધારે ધ્યાન આપે છે. અને આ નવલ કથા માટે પણ તેમજ થશે. તો પણ વાંચક વૃંદ સુધારી લેવા તસ્દી લેશે. અને ભુલ ચુકની માફી આપશે.

આ મારો પ્રથમનો પ્રયાસ છે. તેમાં પરમપ્રિય મિત્ર મોહનલાલ નગીનદાસ શાહ. જેશંકર ભાઇશંકર તથા કાંન્તી લાલ વિઠલરાય દેશાઈ. અને મુળજીભાઇ વીગેરે સદગૃહસ્થોએ પોતાની ઉદાર વૃત્તિ બતાવી મને યોગ્ય મદદ આપી છે. તે માટે તેઓ સાહેબોનો ઘણોજ આભારી છું.

આ નવલ કથાની ગુંથણી કરવામાં કેટલીક યોગ્ય જગોએ ગુજરાતી પુ. મા, નું ગ્રામર, તેમ નોવેલ તેમ અંગ્રેજીમાં

થી પણ, સારા લેખકો તથા કવિયોના ઉપયુકત ફેરફાર લેવામાં આવ્યા છે. તેને માટે તેઓ સાહેબ મુરબ્બીયો દરગુજર કરશે. એજ.

લી૦

કર્તા.

**વિલાસચંદ્ર ( ઉર્ફે ) રવિશંકર ત્ર્યંબકરામ ભટ્ટ.**

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

ખંભાત—કર્તા પાસેથી તથા,

૧ ગોકુલદાસ નગીનદાસ ખંભાત કોડીપાડો

૨ જયશંકર ભાઈશંકર ખંભાત કોડીપાડો

અમદાવાદ—જોષી પ્રિન્ટિંગ વર્કસમાંથી ત્રણ દરવાજા

૧ ગજાનંદ વૈકુંઠરામ—રાયપુર—મહેતાવાડ



વિલાસ કૃત.

# રમા-રમણ.

પુસ્તક પેહેલું.

मुकं करोति वाचालं पंगुलंघयते गिरिम
यत्कृपा त्वमहं वंदे परमानंदमाधवम्. ॥

## પ્રકરણ ૧ લું.

મન ચાહ્ય કંઇ ને થાય કંઈ હરીની માયા સમજાય નહિં.
સુગ સાહ્રી જમાઇ પસંદ કર્યો, પણ કર્મે કુહાડો નીકળ્યો. (ક્રી. કૃ.)

પ્રિય વાચકો ! આધુનિક સમયમાં ઉજ્જન નગરીમાં એક સદગૃહસ્થ રહેતો હતો. તેનું નામ ક્રિષ્ણરાય હતું. તેણે પોતાના ધંધામાં સારી રીતે બે પૈસા પેદા કર્યા હતા. તેમને સંતાનમાં એકનો એક છોકરો હતો. કે જેનું નામ [illegible]ણલાલ હતું. હવે રમણલાલને આપણી વાર્તાના એક [illegible]ક તરિકે ઓળખીશું. એકનો એક અને વળી બહુ[illegible] માં ઉછરેલો તેથી તેને કોઇ કાંઈ કહેતું નહોતું જેમ

ભાઈની મરજી ચાલે તે પ્રમાણે વર્તં શેઠ ક્રિષ્ણરાય. પોતાની ચાલીસ વર્ષની ઉમ્મરમાં સ્વર્ગવાસી થયા હતા. તે વખતે આપણા નાયક રમણલાલની ઉમ્મર સોળ વરસની હતી. શેઠ તેનો વિવાહ પોતાની ન્યાતના એક સદ્‌ગૃહસ્થની ગુણસંપન્ન દીકરી વેરે કર્યો હતો. છોકરાએ પોતાનું ભણતર મુકી દીધું હતું. તેનાં માતુશ્રી વૃદ્ધાવસ્થાએ આવ્યાં હતાં. તેથી તેઓ આ છોકરાને પોતાથી બને તેટલી શિખામણ આપતાં હતાં. રમણલાલના સસરાનું નામ બળવંતરાય હતું. હવે હમારા પ્રિયવાંચકોને બળવંતરાય શેઠની થોડી ઘણી ઓળખાણ આપીએ.

" બળવંતરાય શેઠ સુરતના રહીશ હતા. તેમણે પોતાના ધંધામાં સારી આબરૂ મેળવી હતી. તેમને એકની એક દીકરી હતી, તેનું નામ પ્રેમગૌરી હતું. જેનું લગ્ન રમણલાલ વેરે કરવામાં આવ્યું હતું. રમણલાલ દુષ્ટ મીત્રોની સંગતથી કુછંદમાં પડી. કુછંદ શીખ્યો. અને પોતાના બાપે પેદા કરેલા પૈસા તથા સારી આબરૂપર પાણી ફેરવવા માંડયું. બળવંતરાય શેઠના આ જાણવામાં આવતાં ઘણોજ ખેદ પામ્યા. અને પોતાના જમાતને સુધારવા માટે બનતી ત્વરાથી કોશીસ કરવા માંડી. એક દીવસ શેઠ રમણલાલ પાં જઇ કેટલીક શીખામણ દેવા માંડી.

" તમે સદ્‌ગૃહસ્થના પુત્ર કહેવાઈ, આ રીતે ચાલવું તે તમારા કુળને લંછન લગાડે છે." એવું બળવંતરાય શેઠે કહ્યું.

" તમારે કાંઇ કહેવાની જરૂર નથી શું ! તમે મારા મુખત્યાર છો ? કે જેથી મારા કામમાં હાથ ઘાલી શકો. બસ ! આજથી તમારે મારી કોઈ પણ બાબતમાં બોલવું નહિં તમે તમારા રસ્તે અને હું મારા રસ્તે, " એવો ઉદ્ધતાઇ ભરેલો જવાબ રમણુલાલે આપ્યો.

ગંગાબાઇ બોલી—બેટા શાંત થા ! આવા ઉદ્ધતાઇના શબ્દો બોલી શા માટે આબરૂ ગુમાવે છે ? ગમે તેટલા તો પણ બળવંતરાય આપણા મુખત્યાર છે. અને આપણા વડીલ તરીકે પણ જ્યાં ત્યાં તેમને આગળ કરવાના છે. તારે પિતાની પેઠે તેમની આગન્યા રાખવી જોઇએ.

" બસ ! બસ ! ત્હારે મારી બાબતમાં બોલવાની જરૂર નથી. વડીલતો એમના ઘરના; તેમાં મારે શું ? શા માટે મારા બાબત પંચાત કરવી પડે અમે ખોટા છીએ તો અમારી જાતને ભારે, તેમને ત્યાં જઈએ ત્યારે બોલાવતા હસે તો નહિં બોલાવે ! કાંઇ તેમના વગર નહિં ચાલે ! બસ ! મારા ઘરનું માણસ મને સોંપી દે. ઝાઝી પંચાત કરવાનું કાંઈ કારણ નથી." એવું રમણુલાલ બોલ્યો.

બળવંતરાય શેઠે ગળગળા અવાજે જવાબ આપ્યો "રમણલાલ શાંત થાવો! ગભરાવછો શાને! મારાથી કાંઇ અયોગ્ય બોલાયું હોય તો તેની માફી આપશો. તમારા ઘરનું માણસ તમને સોંપીએ છીએ. કંઈ અમારે ઘેર રખી મુકવાનું નથી. તમે કુળાચાર છો. અને ચાહ્ય તેમ કરવાને શકિતવાનછો." આવો જવાબ આપી ચાલતા થયા.

રમણલાલે પોતાની સ્ત્રીને તેડી લાવવાને માણસ મોકલ્યું. તેની સાથે બળવંતરાયે વિદાય કીધી, અત્રે આવ્યા પછી, પતિ તરફનું સંસાર સુખ મુદ્દલ પ્રેમગૌરીએ દીઠું નહિં. પ્રેમગૌરી આવી તેજ દીવસેથી રમણલાલ ચીતાતુર જણાયો. તેણે પોતાના મકાનના પાછલા ભાગમાં એક ચંદા કુંવર નામે પરગામની ગુણીકા રાખી હતી. કે જેને પ્રાણથી પણ વધારે ચાહતો હતો.

ચદાને પુછયા વગર રમણલાલ એક ડગલું પણ ભરી શકતો નહોતો. ચદા રમણનું તન, મન, અને ધન હતી. પોતાના અમુક દાગીના ખાસ ચંદાનેજ સોંપ્યા હતા. એક કોડી પણ પોતાની પાસે મળે તે આશા સમજવીજ નહિં. પ્રેમગૌરી આવી તેજ દિવસથી રમણલાલ ચંદાને ત્યાં પડયો પાથર્યો રહેવા લાગ્યો. એક દીવસ તેને આવતો જોઇ ચંદા રીસાઇને બેઠી અને એકાદ પણ આવકારનો શબ્દ કહ્યો નહિં.

રમણલાલ બોલ્યો "કેમ વ્હાલી ! આજ આમ ! કેમ !"

" તમે તમારી વ્હાલી પાસે જાવ. મારી પાસે તમારૂં કાંઇ કામ નથી. તમને ત્યાં ઠીક પડશે. સમજ્યા ?" ચંદાએ કહ્યું.

" રમણલાલ બોલ્યો. " અરે ! બધુય સમજ્યો ! હરઘડી મને બળતાને શું કરવા બાળે છે? દાઝ્યાને ડામ શીદ દે છે! દરદીને રીબાવી રીબાવી કયાં મારવા ધારે છે ! વ્હાલી ! શી તળ વચનામૃતથી તપેલાને શાંત કર."

ચંદા બોલી..."વ્હાલા ! વાલા ! હું તો તમારા પ્રેમની પરીક્ષા જોતી હતી. કે તેમનો મારાપર પ્રેમ કેવો છે ! પણ એક વાત કબુલ કરો તો"...

બોલ તું શું કહેવા માંગે છે.

ચંદાએ જવાબ આપ્યો. "જો તમારે તેને ઘરમાં રાખવી હોય તો હું ઘરમાં નહિં. અને હું તો તે નહિ ! બોલો તમારો શું વિચાર છે?"

રમણલાલ (પ્રેમગૌરી તરફ જોઇને) ચાલ ! એકદમ મારા ઘરમાંથી ચાલીજા ! એકદમ મારા ઘરમાંથી ચાલી જા ! નહિ તો તારો પગ કાપી નાંખીશ. હવે મારે તારૂં જરા પણ કામ નથી.

પ્રેમગૌરી રડતાં રડતાં બોલી—"વ્હાલા કપટ છે. સમજો તો કપટ છે. અને ન સમજો તો ખરૂં છે ! દખીતી આંખે ગુલાબ કેમ ઉખેડી નાંખોછો ! કૌવચને પાણી પાઈ શા માટે

ઉછેરોછો? ગુલબતે ગુલાબ અને કૌવચ તે કૌવચજ સમજજો ગુલાબ છોડી કૌવચનો કયાં સંગ કરોછો. ખરાબ થસો. મારાથી બને તેટલા ઉપાયે કહેવું જોઇએ. આપ મુખત્યારછો. ભલે ! મને કાઢી મુકશો તો દયણાં દળી મારૂ ગુજરાન ચલાવીશ. પણ આપના દુઃખને માટે સદાકાળ દુઃખીજ થઈશ. માટે વિચાર કરો ! અને પછી ચાહય તેમ કરો."

ચંદા બોલી—"આહા ! ખરૂ કહે છે. એને રાખો ! એ ભોળી છે. હું કપટી છુ જાવ તેની પાસે જાવ !"

રમણુલાલ બોલ્યો—અરે વ્હાલી ! તુ શું બોલે છે મને તારો પુર્ણ ભરોંસો છે. કે તુ કદી મ્હારૂં ખોટુ ચાહયજ નહિં !

ચદા બોલ—જો ભરોંસો આવતો હોય તો, તેનું સર્વ ઘરાણું ઉતારી લ્યો? અને તેનો મદ ઉતારો, કે નરમ થઈ જાય

રમણુલાલ બોલ્યો. વ્હાલી ત્હારૂં કરેવું બરાબર છે. સર્વે ઉતારી લઉછું.

(પ્રેમગૌરીને બુમ મારીને) અરે આમ આવ? ત્હારૂં કામ છે.

કેમ વ્હાલા મ્હારૂ શું કામ છે. પ્રેમગારીએ જવાબ આપ્યો.

"શું કામ તે ત્યાં ઉભાં ઉભાં કહુ કેમ ! આમ આવ નહિતો ચામડું ફેડી નાંખીશ."

પ્રેમગૌરી બોલી વ્હાલા ! કેમ આમ બોલોછો !

રમણુલાલે જવાબ આપ્યો કેમ તે એમ ! આમ આવે

ને દાગીના ઉતારી આપો?

પ્રેમગૌરી—વ્હાલા તમારાથી શું વધારે છે? તમારાથી શું હું વધારે સમજાું છું લ્યો આપના ખુશીમાં આવે તેમ કરો. મારી જરા પણ ના નથી. જરા વિચારીને ચાલજો. પછી આપની મરજી.

રમણલાલ બોલ્યો વારૂ! વારૂ! તું ડાહી શા માટે થાય છે? તને કોણ પૂછે છે. જા ત્હારાં અભિમાનનાં કર્મ ભોગવી લે. (એમ કહી દાગીના કાઢી લઈ જોસ ભેર લાત મારીને) જા કમજાત મારા ઘરમાંથી એકદમ ચાલી જા!

આ પ્રમાણે કહ્યું એટલે પ્રેમગૌરી બીલકુલ રોષ રાખ્યા સિવાય પોતાના ખાનગી આવાસમાં ચાલી ગઈ. બિચારીને બીલકુલ આધાર રહ્યો નહિં. રમણલાલ અને ચંદાકુંવર હવે મન ગમતી રીતે આનંદ ભોગવવા લાગ્યાં.

—❦—

## અંતરણ ન જાું.

સારા કે માઠા તણો રહ્યો હવે નહિં પાર
સોબત જેવી થાય છે, અસર તેવી નીરધાર.

જ્યારે પુરૂષોને બાળ વયમાં કોઇ સુસંગતે ચઢાવનાર તેમ ધાક દેનાર નથી હોતું. ત્યારે એકદમ કુસંગતમાં પડી, સર્વને માથે ચઢી બેસે છે. અને પરણ્યા બાદ અત્રેના જેવું

દેખે છે. તેનામાં મનુષ્યાવૃત્તિ ન રહેતાં એક ચિન્ત ભ્રમીત જેવું થઇ જાય છે. ( ર-લ. )

રમણલાલ પોતાના ખાનગી ગૃહમાં બેઠો હતો. સામો દીવો ઝગઝગાટ બળ્યા કરતો હતો. તેનાં માતુશ્રી આ વખતે નીચેના ખંડમાં ખાનગી કામકાજમાં ગુંથાયાં હતાં. તે વખતે વિદ્યાપ્રસાદને આવતો જોઇ રમણનાં માતુશ્રી આનંદ પામ્યાં અને બોલ્યાં. કેમ ભાઈ વિદ્યાપ્રસાદ! શરીર તો સારૂં છે ને! આજ ઘણે દીવસે આ તરફ દર્શન દીધાં.

હા! માજી. હું પરગામ ગયો હતો, તે કાલેજ આવ્યો રમણભાઇ ખુશીમાં છે ને! કયાં ગયા છે? વિદ્યાપ્રસાદે પુછ્યું.

હા ભાઈ! ખુશીમાં છે. ઉપલે માળે બેઠો હશે. હવે જાણોછોને! કાંઈ બે શબ્દ તેને શીખામણ પણ આપતા નથી! શું કહેવું! હવે તો છેક વાત હાથથીજ ગઈ છે. કહેવા જઇએ તો કરડવા ધાય છે. મરજી પ્રમાણે વર્તે છે. થોડા વખતપર બળવંતરાય શીખામણ દેવા લાગ્યા ત્યારે ફાવે તેમ બોલ્યો. આવડે એટલું બોલે છે. શું કરીએ! હવે મને પત કરતો નથી. મોટો થયો. બે શબ્દ કહીએ ત્યારે લોક જાણે અને ઉડતી ફજેતી થાય.

વિદ્યાપ્રસાદ—હા માજી! આપનું કહેવું યથાસ્થિતિ છે હું ભાઇને તે બાબતની શીખામણ દઇશ. અને બે શબ્દો

કહીશ એમ બોલતો વિદ્યામસાદ ઊઠી માળપર જવા લાગ્યો

વાંચક ! વિદ્યામસાદ અને રમણલાલ બને નાનપણથી સાથી હતા. તેથી તેઓ બંન્ને વચ્ચે અપુર્વ પ્રેમ બંધાયલો હતો. વિદ્યામસાદ પણ ખાનદાનનું ફરજંદ હોઇ સારી કેળવણી પામ્યો હતો. પોતાની એકવીસ વરસની ઉમ્મરમાં તેણે B.A. (બી.એ) ની પરીક્ષા પસાર કરી હતી. અને હાલમાં તેજ નગરમાં ળી શાહ. સોલીસીટર એન્ડ કું. માં રૂ ૧૦૦ના માસીક પગારે રહ્યો હતો. વિદ્યામસાદ ચુપકીથી રમણ શું કરે છે. તે જોવાની ગીષે ધીમો ધીમો ઉપર ચઢી શું વાંચે છે. તે સાંભળવા લાગ્યો. આ વખતે રમણ આરામ ચેર પર પડયો પડયો "નવલ-લક્ષ્મી" નામનું પુસ્તક વાંચવામાં લીન થયો હતો. તેથી તેને આ વાતની મુદ્દલ ખબર હતી નહિં. તેણે પોતાનુ વાંચન આગળ શરૂ કર્યું.

ગાયન.

ગુણીકાના યાર, થાગે ખુવાર, નવ. લાગે વાર, દીલમાં ધારો;
મદ પાઈ નાર, બહુ ગારે માર, કરી ખોટો પ્યાર, છોડો ચારો;
ગણી દીલદાર, કરી હૈયા હાર, ધન લે અપાર, મુકો ચારો.
થયો આભાર, કરે જુહાર, ગણીકા હજાર, લજ્જા ધારો;
મન મારનાર, તન તારનાર, નવ પામે હાર, મનને મારો
કરે ધીક્કાર, આપે ફીટકાર, લોકો અપાર, અંતર ધારો.

નવલચંદ્ર તારા નાયકાના પ્યારમાં પડી તદન બેહાલ થઈ ગયો. પોતાનુ સઘળુ વિત્ત ગુમાવી બેઠો. અને આખરે પોતાની વ્હાલી સ્રીને તથા સંહાલાંને ત્યાગ કરી, કમાવાનું નામ દઈ લાખી ગુણકાના ફંદમાં ફસાઈ લાખો રૂપીયા ગુમાવ્યા. તેટલેથી અટક્યું નહિં ! પણ આખરે ઘાંચીને ત્યાં વેચવામાં આવ્યો. ત્યાંથી તેની સદગુણી સ્રી લક્ષ્મીએ પુરૂષને અને તેના નાગરલાલ નામના સદગુણી મિત્રે આરબનો વેશ લઈ છોડાવ્યો. સાબાશ છે ! એવી આર્ય મહિલાઓને તથા એવા મિત્ર રત્નને ! કહ્યું છે કે—

દોહરો.

મિત્ર નામના બહુ મળે, જ્યાં લગી ગાંઠે દામ.
મળે વિરલ નભ ચંદ્ર સમ, સુખ દુઃખમાં વિશ્રામ.
મિત્ર જગતમાં જાણવો સુખ દુઃખ સાથી જેહ
ભીડ વખત આપે મદદ, તન, મન, ધનથી તેહ—

આટલું વાંચતાંજ વિદ્યાપ્રસાદે છીંક ખાધી, રમણલાલ ચમક્યો, અને પાછું જોયું તો, વિદ્યાપ્રસાદને જોઈ બોલ્યો.

અહો વિદ્યાપ્રસાદ ભાઈ ! ક્યારની સ્વારી આવી છે. કેમ ખુશીતો ખરાને ! હમારાં ભાભી પણ ખુશીમાં છે ને !

"હા ભાઈ ! સર્વે ખુશીમાં છે. પણ આપે વાંચ્યું તે સઘળું આપનેજ લાગુ પડે છે. ભણ્યા પણ ગણ્યા નહિ !

વાંચ્યુ પણ સમજણુ ન લીધી તો સા કામનું !" વીદ્યાપ્રસાદે કહ્યું.

રમણલાલ શરમાતે ચ્હેરે બોલ્યો. ભાઇ આપનું કહેવુ સત્ય છે ! આ પુસ્તક આપે વાંચ્યુ તો હશે ! સારૂં અસરકારક લખાણ છે. વાંચતાંજ હૃદય પીગળી જાય તેમ છે.

પણ સા કામનું ! પથ્થરપર પાણી ! પથ્થર પલળે તો તમારૂં મન પલળે વિદ્યાપ્રસાદે કહ્યું.

રમણલાલ—એમ કેમ !

વિદ્યાપ્રસાદ બોલ્યો. જ્યારે તમે આ સઘળુ વાંચ્યું તે બરાબર લક્ષમાં લીધું હશે ! અને હવે હું જાણું છું કે તમારી ચાલ ચલગત તમે સુધારશો. "કેમ ! મ્હારી ચાલચલગત કેવી છે ? રમણલાલ બોલ્યો."

વિદ્યાપ્રસાદ—કેવી તો વખાણવા જેવી. માબાપે નાનપણથી ઉછેરી મોટા કર્યા તે ટુંકરા ખાવાને માટે, તથા ખોટી રીતે વર્તિ, કુમાર્ગે દારાઇ પોતાની સારી આબરૂપર પાણી ફેરવવાને માટે ! કેમ ! પૈસા ખર્ચી ભણાવી સારી કેલવણી આપી તે શું ! બટો લગાડવાને ! નહિ ! નહિ ! પણ આ દુનિયામાં સારી રીતે વર્તી દેશ હિતાર્થે પોતાનું તન, મન, ધન, વાપરી દેશનો ઉત્કર્ષ કરવાને માટેજ ! કંઇ રંડી બાજીમાં ઉડાવવા માટે નહિ ! ! ! સમજ્યો ! સાબાસ છે ! હિંદના વીર

રત્ન સુરેંદ્રનાથ બેનરજી તથા દાદાભાઈ નવરોજજીને કે જેણે પોતાની આખી જીંદગી દેશ સેવામાંજ ગાળી, તો તે આ દુનિયાપર અવતર્યાનું સાર્થક ! કે જેણે પોતાનો કિર્તિરૂપી દિગવિજય વાવટો આખા ભારતવર્ષમાં ફરકાવ્યો છે અને ધિક્કાર છે ! તમારા જેવા મુર્ખ માણસોને કે જેણે પોતાનો પૈસો કુરસ્તે ગુમાવવા માંડ્યો છે.

રમણલાલ આ વિદ્યાપ્રસાદનું છટાબંધ બોલવું, તથા ગુસ્સો જોઈ દંગ થઈ ગયો, અને એને એકે શબ્દ બોલી શક્યો નહિ. અને મનમાં વિચારવા લાગ્યો કે વિદ્યાપ્રસાદનુ કહેવું અક્ષરે અક્ષર સાચુ છે. અને હવે મારે તે પ્રમાણે વર્તન કરવું જોઈએ. કારણ કે દાખલા તરીકે જોતાંજ આજે મેં વાંચ્યુ તેમાં પણ કેટલો તિરસ્કાર આપ્યો છે.

હવે વિદ્યાપ્રસાદે ઉઠવાની રજા લઈ પોતાના ઘર તરફ પલાયણ કીધું અને રમણલાલ પોતાના ખાનગી ઓરડામાંથી નીચે ઉતર્યો.

---

## પ્રકરણ ૩ જું.

ખરા ગુણની ખાતરી, તુર્ત કહો કેમ થાય.
સોનું પણ વસ્તે વપર, મુકે શુદ્ધ જણાય. [સુ. વિ. પ્ર.]

વ્હાલા વાંચક ! હવે આપણે બિચારી અભાગી પ્રેમગૌરી

તરફ નજર કરીએ. અને તેના દુઃખથી દુઃખી થઇએ. ચંદ્રા-કુંવરના કહ્યાથી રમણુલાલે દાગીના ઉતારી લઈ પ્રેમગૌરીને કાઢી મુકી તે વાંચકોને યાદ હશે.

અત્રેથી પ્રેમગૌરી રમણુનો તિરસ્કાર પામી, પોતાના ખાનગી ગૃહમાં જઇ અશ્રુપાત કરતી હતી. એકાએક રડવાનો ઝીણો અવાજ સાંભળી ગંગાબાઈએ તેની પાસે આવી આશ્વાસન આપ્યુ. અને છાની રાખી. ને બોલી બેટા ! શોક કરવાનું કાંઇ કારણુ નથી. કારણકે કહ્યું છે કે--

मूजत्य मुदकैतुमे दर्पान्तरं कत्रंजयत्वा हवे.
वाणीज्यं कृशीसव नादि सकला, विद्याकला शीक्षत्. ॥
आकाशं विपुल प्रयां तुखग वत, कृत्वा प्रयत्नं परं
नाभाव्यं भवातिहि कर्म वसतो, भाव्यस्य नासकृत. ॥

ચ્હાય તો પાણીમાં પેશીજા, ચ્હાય તો મેરૂના શિખરમાં સંતાઈ જા. ચ્હાય તો શત્રુને જીતવા મોટા રણને વીશે જા. અને ચાહ્ય તો વિધાકળા શીખ. મોટા આકાશમાં પક્ષીની માફક ઉડ પરંતુ જે કિસ્મતમાં થવાનુ છે તેજ થાય છે, કિસ્મતમાં હોતું નથી તે થતુંજ નથી. માટે તારા કર્મમાં દુઃખ લખ્યુ હશે તો કોઈ સુખ કરનારજ નથી. ભાવી પ્રબળ છે ! વખત વખતની છાંયડી છે ! ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ આવ્યાજ કરે છે. સંસાર મોહની માયા છે. પરમેશ્વર કરશે

તો સુખવાગે આવશે માટે ધૈર્ય ધર કારણ કે સબુરીનાં ફળ મીઠાં છે. હિમત હાર્યાથી કાંઇ કામ બની શકતું નથી. ગરીબનો બેલી પરમેશ્વર છે. જો તેને અહી નહિ ગમે તો થોડા દીવસ પછી તારે પીયર મોકલી દઇશું. વગેરે વચનો કહી પ્રેગ ગૌરોને શાંત પાડી. નીચે ચાલ્યાં ગયાં.

પ્રેમગૌરી વિચારમાં નિર્મગ્ન થઇ [illegible] ઉપર બેઠી બેઠી પતિ શી રીતે સુધરે, તથા શાશા [illegible] [illegible] વીગેરે બાબતના વિચાર સાગરમાં ઝોકાં ખાતી [illegible] [illegible] બાબતમાં એકાએક બેભાન થઇ ગઇ. અને બોલવા લાગી. " વ્હાલા ! વ્હાલ ! શું સ્રીને તરછોડી મુકી આનંદ માણો છો ! વ્હાલા ! આપ સમજુ છો વિચાર કરો. ! ! ! આપના વિના [illegible] [illegible] કેમ રહી શકે ! મારે કોનો આધાર આપના વિના [illegible] શી રીતે જશે, માટે વીચાર કરી અબળાને સાહ્ય કરો. [illegible] [illegible] નહિ કરો તો દુનિયામાં કોણ કરશે ! આપના [illegible] આ સંસાર ખારો લાગે છે. પાણી વીના માછલી કેમ રહી શકે ! ચંદ્ર વિના ચકોરી ઘેલી થઇ છે. માળી વિના વાડી [illegible] જાય છે. વ્હાલા ! વ્હાલા ! કૃષ્ણ વીના ગોપી ગભરાય છે. ટુંકમાં આપ મુગટ મણી વિના અર્ધાંગના અધીરી [illegible] બની ગઇ છે. તો આ દાશીને પાસે બોલાવો. અને દુઃખ સુખમાં ભાગી કરો.

શું ! તે, મને નહિ બોલાવે ! બોલાવશે. તેમનું હૃદય

કોમળ છે. તે સાફ દિલના છે. તરછોડી નહિ મુકે. મને પુર્ણ વિશ્વાસ છે. બીજેરે શબ્દોચ્ચાર કરતી નિદ્રાધીન થઇ!

બીજે દિવસે સવારમાં ઉઠી પોતાના કામમાંથી ફારગત થઈ પ્રેમગૌરી પોતાના આવાસમાં જઇ બેઠી તેજ વખતે રમણલાલ ત્યાં આવ્યો. ને બોલ્યો. ચાલ આમ આવ!

આવી સ્વામીનાથ! શી આજ્ઞા છે! એમ બોલતી પ્રેમ ગૌરી ધ્રુજતી ધ્રુજતી રમણલાલ પાસે આવી ઉભી.

જા! પાણી લાવ! રમણલાલ બોલ્યો. પ્રેમગૌરીએ સત્વર પાણીનુ પાત્ર હાજર કર્યું.

બસ! એ પાણીને શું કરૂં! મારૂં માથું ફોડું! કબાટની અંદરથી બાટલીમાંનું પાણી લાવ.!

પ્રેમગૌરી બોલી. સ્વામીનાથ! એને અડકવું તે આપણો ધર્મ નથી. નિતિ શાસ્ત્રથી વીરૂદ્ધ છે. હું એને અડકવાની નથી. મહેરબાની કરો—રમણલાલ બોલતાં અટકાવી વચ્ચે બોલ્યો. શું તું મોટા શાસ્ત્રીની દીકરી થઇ ગઇ કેમ! મ્હારા કરતાં તું વધારે જાણે છે. એક દમ મ્હારા હુકમને તાબેથા. નહિં તો કાંઈ નવા જુની થશે. સમજી!

પ્રેમગૌરી ધ્રુજતી ધ્રુજતી કબાટ પાસે ગઈ. અને એક શીશા વ્હીસકીના બ્હાર આણી રમણના હાથમાં મુકી.

કારાણે જઈ ઉભી રહી. રમણલાલ બોલ્યો. ચાલ આ માંહે થી તું પણ એક ગ્લાસ લે! હમ બસ ઉડાવો!

હું પીતી નથી સ્વામીનાથ! મદ્યપાન કરવું તે મહા નિષેધ છે.

તેનાથી લાખો માણસ ખુવાર થઈ ગયા છે. રાજ રજવાડાઓએ પોતાના મુલક ગુમાવ્યા છે. અને પોતાની જાતને ખરાબ કરી છે. એવા હજારો દાખલા હાલ મળી આવે છે. પ્રેમગૌરી બોલી. ત્હારૂ ઝાઝુ ડહાપણ જવાદે! વધારે પંચાત કરી મારૂં મગજ પકવીશ નહિ. એમ બોલતાં બોલતાં રમણે બે, ચાર, ગ્લાસ બ્રાંડીના ઠોકી દીધા. થોડી વારમાં નીસામાં ચકચુર થઇ ગયો અને બકવા લાગ્યો. બસ! અબ હુવા! ઓલરાઈટ! ફનાફાતીયા! સીસમ ઉથક! વીગેરે શબ્દોચ્ચાર કરતો રમણ લથડીયાં ખાતો ખાતો ઉઠયો. અને ચંદાના ઓરડા તરફ પલાયણ કીધુ. રસ્તામાં એકાએક બેભાન થઈ પડયો. ધબકારો સાંભળી ચંદા પાસે આવી. હાથ ઝાલી બેઠો કરી પલંગમાં નાંખ્યો......

—[०]—

## પ્રકરણ ૪ થું.

ભાન ગયું, વળી માન બચું, અભિમાન ગયું, ક્ષત્રી વટનું.
ભરમ થયા, બ્રહ્મ તત્વ રહયા, ગોદાન ગયું, ગંગા ત્રટનું.

રક્ષક ગયા, હિંસક રહ્યા, બહુ જોર થયું, લાડુ ભટનુ
રક્ષક રક્ષક રક્ષક રક્ષા, કાર્ય કરો સો ઉલટનું. (ગુ.વિ.મ.)

ચંદાકુંવરે રમણને સાવધાન કર્યો. ને આશ્વાસન આપ્યું. રમણે સઘળી પ્રેમગૌરીની વાતથી ચંદાને માહેર કરી. ચંદા અતિ આનંદ પામી. રમણની પાસે પલંગપર જઈ બેઠીને તેના ગળામાં હાથ નાખી કેટલાંક પ્રેમ વચનો કહેવા લાગી. પણ રમણે તે પર બરાબર લક્ષ આપ્યું નહિં. કારણ કે વિદ્યાપ્રસાદના શબ્દો તેના કુમળા કલેજામાં રમી રહયા હતા. તેથી દીગ્મુઢ બેશી રહયા.

કેમ ? શા વિચારમાં પડી ગયા છો ! ચંદાએ પુછયું.

રમણે જવાબ આપ્યો કાંઇ નહિં સહજ મ્હારૂં માથુ દુઃખે છે તેથી.

લવો ત્યારે સુખડ ભરૂ. !

ના ! કાંઈ જરૂર નથી. રમણે જવાબ આપ્યો.

ચંદા—ત્યારે વ્હાલા શુ કરૂ. લાચાર છું. કે તે પ્રત્યે મારો ઉપાય ચાલી શકે તેમ નથી.

રમણે જવાબ આપ્યો. કરવાનુ શુ ! ચાલ ! એકાદ રાગ આલાપ. તેથી સ્ફુર્તિ આવી શાંત પડશે.

ચંદા બોલી—કયુ ગાયન ગાઉ ! મારા તનમાં બોલુ ! ના ! મુખ મલકાવીને મનમોહનજી બો બોલુ, ! ના ! મારી રંગીલી

ફરજણુ બોલું ! એ પણુ ના ! આ વખતે રમણુને ખુબ હસવું આવ્યું. અને બોલ્યો.

ઉષ્ણુકાળ વીસે બોલ.

જેવી સ્વામીનાથની આજ્ઞા એમ બોલી ચંદાએ એક પેટી ઉઘાડી માંહેથી સતાર કાઢી સુર મીલાયો. અને ગાવા લાગી.

ગાયન.

આહા સુખદ ઉષ્ણુ રતું કેરી સાંજ
રચું કંથ રીઝવવા કાજ સાજ (૨)——આહા૦
થઈને શિતળ જળાશય ઝીણી
પવન લહેરી ધારે મતી શીળી
ઝાંખી દીયે નક્ષત્ર રાજ—— આહા૦
તપીં તપીં રસા સુષ્ક થઇ તપને
ઉષ્ણુ શ્વસ મુકી જપી પતિ જપને
રટે રસિકચંદ્ર શીરતાજ—— આહા૦
ઝીણું ઝીણું જાઈ ફુલ શયન બીછાવું
કુંદની માળ સુગંધી બનાવું
પુષ્પ વિંજન થકી નાંખું વાજ—— આહા૦
હિમ સાકર દુધ કરાવું.
રસીક શીરોમણી પતિને ધરાવું,
આવ્યાં સજુ પરકંથ કાજ—— આહા૦

રમણુ—પરી મલ ગ.ધ જળ છાંડુ ફુવારે
પ્રેમ વૃષ્ટિની ઝડી પડી ત્યારે
પતિ સહ રમતાં સાંની લાજ—— આહા૦ (ફી. ફુ.)

ગાયન પુરૂં થયું રમણલાલ ખુબ આનંદ પામ્યો. અને બોલ્યો. વ્હાલી! તારા વિયોગની વેદનાના સંકટમાં સપડાઇ સોકાગ્નની શૈયામાં સુતો સુતો સોચ કરતો સવારમાં ઉઠો હરનીસ તારૂંજ સ્મણ કર્યા કરૂં છું. એમ બોલી ચંદ્રાને દ્રઢ આલીંગન આપ્યું. બાદ બન્ને જણ વિખુટાં પડયાં. રમણ ભોજન કરી પરવારી પોતાના એકાંત ગ્રહમાં જઇ બેઠો. થોડીવાર થઈ નહિ એટલામાં તેના એક ભૈયાએ ઉપર આવી ખબર આપાં કે વિદ્યાપ્રસાદભાઈ આયા હય! એમ કહી અદબથી સામો ઊભો રહ્યો. રમણે જવાબ આપ્યો કે ઉપર મોકલો. ભૈયાએ વિદ્યાપ્રસાદ પાસે જઇ કહ્યું. શેઠ! તુમકુ પોકારતે હય. એમ કહી ચાલ્યો ગયો વિદ્યાપ્રસાદ આ વખતે રમણનાં માતુશ્રી પાસે બેઠો હતો. તે ત્યાંથી ઉઠી ઉપર ગયો.

રમણ બોલ્યો. આઇએ મી૦ વિદ્યાપ્રસાદભાઇ How are you ( હાઉ આર યુ.) alright ( ઓલરાઇટ ) બોલી વિદ્યાપ્રસાદે પોતાની જગા એક ખુરશીપર લીધી. અને થોડીવાર થઇ એટલે બોલ્યો, કેમ ભઇ! નવલ—

લક્ષ્મી પુરી વાંચી કે નહિ. !

એકાદ બે પાનાં બાકી છે રમણે જવાબ આપ્યો.

વિદ્યાપ્રસાદ—ચાલો ત્યારે વાંચો ! હું સાંભળું છું.

રમણે તરતજ પાસેના ટેબલપર પડેલી ચોપડી લીધી. કેટલાક પાનાં ફેરવ્યાં. બાદ જ્યાંથી રહ્યું હતું તે પાનુ કાઢ્યું. અને બેશી રહ્યો.

વિદ્યાપ્રસાદ બોલ્યો, કેમ થયું ચાલવા દો !

કાંઈ નહિ. જરા રાગ બેસાડું છું. હાં ! સાંભળો.

ચાલવા દો પંડીતજી વીધાપ્રસાદ બોલ્યો. રમણે વાંચવું શરૂ કર્યું.

**ભેરવી.**

મોહ જાળ ની જુઠી માયા, જુઠી આ ફાની દુનિયાં
નારીના નેને લલચાય, કંઇક બીચારા સપડાયા
થાય ખુવારી જરની સારી, વળી શરીરની હે ભાઇ
માન ગુમાવે જાત લજાવે, તોય ના સમજે કાંઇ
સ્વારથની છે સંગીત મારી, તજો તજો તેની યારી
ભજો ભજો ભગવાન ભજનને, છેતરની છે આ બારી—મોહ૦

નવલચંદ્રની સાથે ચંદ્રસીહ રાજાનો પુત્ર ગુમાન પણ ખરાબ થયો. રાજા ની ગેરહાજરીમાં તીજોરી ફાડી, ઘણા પૈસા તારા નાયકાના પાસમાં સપડાઇ ઉડાવ્યા. અને પોતાની સારી આબરૂ ગુમાવી. ધીક્કાર છે. એવા પુત્રોને તથા કુકર્મી

સ્ત્રીયોને માટે દરેક આર્યભાઇઓએ પાપી સ્ત્રીયોના ફંદામાં ફસાતા પોતાની સદ બુધ્ધીનો ઉપયોગ કરી દુર રહેવું એજ વિજ્ઞપ્તી છે...વાંચન પુરં થયું. રમણે એ પડી બંધ કરી. નીચું જોઇ બેશી રહયો.

વિધાપ્રસાદ બોલ્યો. કેમ ભાઇ રમણ! હવે તું સમજ્યો હઇસ કે દુષ્ટ સ્ત્રીયો પુરૂષોને પોતાના પંજામાં સપડાવવાને કેવાં કૃત્યો કરે છે. અને કેવી સ્થતિએ પહોંચાડે છે. તથા મુઢ કામી જનો બીલકુલ આબરૂની દરકાર નહિ. રાખતાં મન ચાહય તે રીતે વર્તી કેવી સ્થીતી ભોગવે છે. તેનું ભાન તને થયું હસે. વળી કહ્યું છે કે

પરનારી પાવકની જ્વાળા, જેવી વીષની વેલી.
મોક્ષ માર્ગનો રોધ કરી નાંખે, નર્ક કુડમાં ઠેલી.

અને વળી શ્રી રામચંદ્રજીએ પણ તેમના ભાઈ લક્ષ્મણને બોધ કર્યો છે કે,

પરનારીથી રહીએ વિરકત, જોઈ નવ થઈએ આસકત.
કુદ્રષ્ટીએ ના કરીએ પ્રિત, ધર્મ સાસ્ત્રની એવી રીત.

હે ભઇ! આ સંસારમાં શુધ્ધ રહી સદ વર્તન રાખવું તે દરેક માણસની ફરજ છે. અને જીંદગીનું સાર્થક છે. કારણ કે ધર્મ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે

પરનીંદા પરધન પરનાર, એહ તજ્યો તે ધન સંસાર

વિરોધ હીંસા ને અભીમાન, એ તજે તવ સોમે જ્ઞાન
દેહ ધર્યાનો લાભજ એહ, સત્ય આચરણ આચરે જેહ

*      *      *      *      *      *      *

રમણભાઈ આજ સુધી હું જાણતો હતો કે તમે સર્વજ્ઞ છે. પણ સાબીત થાય છે કે તમારામાં બે દાણા પણ નથી. જો તમને રીસ ચઢે તો ભલે! પણ મિત્રની ફરજ છે કે તેને સુધારવો. માટેજ મારે તમને કહેવું પડે છે, આ દાખલા પરથી તમારે પણ સમજવાનું છે. અને ચોકસ તમને લાગુ પડે છે. કે નવલચંદ્રની માફક તમે પણ ચંદાના પ્યારમાં પડયા છો. તે ખરાબ થસો. માટે સમજો તો ઠીક. વાંચ્યું પણ જ્ઞાન ના આવ્યું તો સા કામનું.!!

રમણ બોલ્યો—ભાઇ વિદ્યાપ્રસાદ તમે કહો તેમ કરવા હું તૈયાર છું. બોલો સુધારામાં મારે શાં પગલાં ભરવાં.

વિદ્યાપ્રસાદ—પગલાં નહિ પણ ડગલાં ભરવાં પડસે. શાં પગલાં ભરવાં તે તું મારે મોઢે કહેવરાવવા માંગે છે કેમ! વાંચ્યું તે મીથ્યા ગયું. મુખને કહી શીખામણ લાગે જ નહિ! તેમ આજ કાલના પૈસાદાર માબાપોના ઉછરતી વયના તમારા જેવી અર્ધ કેળવણી પામેલા જુવાનીઆઓ, પૈસાનો ગર્વ કરી અંધ બની જઇ, કુકર્યો કરી માબાપોની ઇજતને કલંક લગાડેછે. અને આખરે તે કૃત્યોનો બદલો

પોતાને શીર આવી પડે છે. ત્યારે તેઓના કેવા હાલ થાય છે. તેના આ એક દાખલો છે. કવીરાજ દલપતરામ ડાહ્યાભાઇએ કહ્યું છે કે

ગર્ધવની કદી થાય ન ગાય, ગમાર ભલે જમનાં જળ નાહ્યો.
દુષ્ટની સોબતથી દલપત્ત નથી જન્મમાં સુખ કોઇ કમાયો.

માટે એકદમ ચંદાની સોબત છોડી દે! વિષવેલીને પાણી પાઇ શું કરવા ઉછેરે છે! આપના મોંઢામાં હાથ, ઘાલી કોણ સુખી થયો છે. તેના હજારો દાખલા મળી આવશે...

આ વચનો રમણને જેમ માથાપર પર્વત તુટી પડે તેવાં લાગ્યાં અને વિચારવા લાગ્યો કે વિદ્યાપ્રસાદનુ કહેવું બરાબર છે.! પણ ચંદાને એકદમ દુર શી રીતે કરવી. ચંદા મારૂં જીવજાન રત્ન છે.! આંખ્યાની આંખ છે! તે દુર કેમ થાય! પાણી વીના માછલી કેમ જીવી સકે! કમળવિના ભ્રમર ક્યાં વિશ્રામ કરે! પણ ધીરજ ધરી બોલ્યો.

વિદ્યાપ્રસાદભાઇ! મારે તેને શું બહાનું કાઢી દુર કરવી

બ્હાનું શું! એકદમ તે તારૂં મકાન છોડી ચાલી જાય એવું તેને ધમકાવીને કહે. રમણલાલ કાંઇ બોલ્યો નહિં. ઓફીસનો ટાઇમ થવાથી વિદ્યાપ્રસાદ જવાની રજા લઇ ઉઠ્યો. રમણ પણ તેની સાથે નીચે આવ્યો. અને તેના ગયા બાદ ચંદાના આવાસમાં ગયો. તે વખતે ચંદા ભ-

ર નીંદ્રામાં પડી હતી. તેણે પોપટીયા રંગનો સાળુ પરી ધાન કર્યો હતો. વાંચક ! સાવધાન થઇ જા ! ચાલ વાંચ વું જારી રાખ.

આ વખતનો દેખાવ ઘણોજ અવનવો હતો. તેનાં મીચાયલાં લલિત લોચનો જાણે કમળની બીડાએલી પાંખડીઓ હોય તેવાં દેખાતાં હતાં. તેની ભ્રગુટી જાણે વીર પુરૂષોની છાતી ભેદવાનાં કામ બાણો હોય તેવી જણાતી હતી. તેનું તેજો મય ભાલ જાણે કામ દેવને સ્મર્ણ કરવાનું મદન ક્ષેત્ર હોય તેમ ભાસ્તુ હતું. તેના ગુલાબી ગાલ જાણે કદળી પત્રના કડકા કાપીને ચોંટાડયા હોય તેવા સુકોમળ જણાતા હતા ! તેના અર્ધ ઉઘાડા અધરોષ્ટ જાણે કામ દેવને વિશ્રાંતી લેવાના ઓટલા હોય તેમ જણાતા હતા. તેનું આખું વદન જાણે મદન રસથી ભરેલો ઝરો હોય તેવું જણાતુ હતું. તેના સહજ સહજ દેખાતા દાડમની કળી જેવા દાંત જાણે મદનરસ કોઈ લઈ ના જાય તેમ રક્ષણ કરનાર કામ દેવના દ્વારાપાળો હોય તેમ દેખાતા હતા. તેનું કપાળ પરનું છુંદણું જાણે કામ દેવે રતી રસ પીતી વખતે કરેલા ડંસની નીસાની માફક સોભતુ હતુ. તેના ભાલપરનો હીંગ ળોકનો ચાંલ્લો જાણે બરફના ઢગલાપર પડેલા લોહીના ટીપા જેવો દેખાતો હતો. કંઠમાં વિરાજીત થયેલી મોતીની સ-

મણુ માળા જાણે કોઇક યોગીનીએ યોગ લેતી વખતે ધારણ કરેલી જપમાળા હોય તેમ જણાતી હતી. તેનું પોપટીયા રંગનું વસ્ત્ર મંદમંદ ઉડતુ હતું. તેનું શ્વેત વર્ણુ શરીર આ વસ્ત્રમાંથી જણાતુ હતું. તેના સ્તન મંડળ પરનુ વસ્ત્ર ચલાયમાન થઇ ગયું હતુ આ નવ યૌવનાના શ્વેત વર્ણા સ્તન મંડળ જાણે મદન રસથી ભરેલા સુવર્ણના બે કળસો ગોઠવી દીધા હોય; અગર આ યૌવન વાટીકામાં કામ દેવે જાણે પોતાના બે તંબુ તાણ્યા હોય. એમ શોભતા હતા. તેના શીર પરના કેશની લટો કંઠ અને સ્તન પ્રદેસની આસપાસ વીંટલાઇ વળેલી હોવાથી જાણે આ ચપળાના અંગનુ અને મદન રાજના મદન રસનુ સંરક્ષણ કરતા બે વિષધરો હોય, અથવા તેના શીર રૂપી રાફડામાંથી એ અમૃતના કળસનુ પાન કરવા આવેલા વિષધરો હોય તેમ દેખાતાં હતાં. રમણ તેના સામુ ટીકી ટીકી જોવા લાગ્યો અને બોલ્યો,

## શીખરણી વૃત.

રૂપે રંભા લાજે, અધીક વળી લાજે ઉરવશી[1]<br>
પ્રિયા પ્યારી હારી, ઊધિન ચીત્ત આભા ઉરવશી[2]<br>
નિતિ રિતી શીખો, બની સતી સ્ત્રીયોની શીરમણી.<br>
ખુબી સઘળી હારી, વરણી સકું સરવે શીરમણી— ૧

૧ અપ્સરા. ૨ મનમાં વશી.

આટલું બોલતાંજ ચંદ્રા જાગી ઉઠી, રમણ સ્તબ્ધ થઇ ગયો.

ચંદ્રા બોલી—કેમ સ્વામીનાથ! શી આજ્ઞા છે એમ બોલી રમણ પાસે આવી.

રમણે જવાબ આપ્યો. ચાલ દુર થા! એકદમ અહીંથી ચાલી જા! નહિં તો પોલીસને બોલાવી પકડાવવાં પડશે. સત્વર દુર થા! નહિંતો લાત મારી બહાર કાઢવી પડશે. સઘળા દાગીના મારે સ્વાધીન કર!

નેત્રમણી! મારો શો ગુન્હો છે. મને એકાએક શા માટે તરછોડી મુકો છો. મેં તમારાથી કાંઇ વધારે ગણ્યું નથી. તેમ આપનાથી કાઇ વીશેશ વ્હાલું નથી. મને એકાએક બીન ગુન્હે ના તરછોડો! ચંદ્રા રડતાં રડતાં બોલી.

રમણે જવાબ આપ્યો મારે ત્હારૂ મુદ્દલ કામ નથી.

ચંદ્રા બોલી—બસ આજ પ્રમાણે પ્યાર રખાતો હશે કે! મને જો પ્રથમથી આ પ્રમાણે ખબર હોત તો હું તમારી બાયલાની મહોબત કેમ રાખત! ભલે આ ચાલી! એની સાથે પ્યાર બાંધો! જે માણસ વચનનો જુઠો છે. તેનો ભરોંસો કોણ રાખે

હવે ત્યારે ટાયલુ કરવું છે કે જવું છે. મને જવાબ દે રમણે કહયું.

ચંદ્રા બોલી હું તો આ ચાલી. મારે કાંઇ લેવા દેવા નથી. એમ કહી રડતી રડતી ચાલી ગઇ...

## પ્રકરણ ૫ મું

નર ઘર નારી વીણ કદી, શોભે નહિં લગાર,
રામ કૃષ્ણ રાધા વિના, મંદીર મીથ્યા ધાર.

વિદ્યાપ્રસાદ પોતાના ઘર તરફ રવાના થયો, તથા ચંદાકુંવર આવતી થઈ. હવે વ્હાલા વાંચક ! આપણે દુઃખાતી પ્રેમગવરીને જરા સંભારીએ. અને તેની ખબર લઈએ. જમાઈ કુપાત્ર મળ્યો. સોનું સમજી સાંધ્યું પણ કર્મે કથીર નીકળ્યું, પુત્રી દુઃખ પામતી હશે એવા સ્વભાવીક વિચાર બળવંતરાય શેઠ ને થવા માંડ્યા, તેથી પ્રેમગવરીને તેડવા એક માણસ મોકલ્યું. તેણે આવી ગંગા બાઈને ખબર આપી કે બળવંતરાયે મને પ્રેમગવરી બેનને તેડવા સારૂ મોકલ્યો છે.

એ જાણે ! અને એનો વર જાણે ! મોકલવી કે ન મોકલવી તે મારા હાથમાં નથી. એવું ગંગાબાઈએ કહ્યું, આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, તેવામાં રમણલાલ ત્યાં આવ્યો.

કેમ માતુશ્રી શું છે? રમણે પુછ્યું,

ગંગાબાઈ—ભાઈ આ તારા સાસરેથી બળવંતરા

શેઠે માણુસ મોકલ્યું છે અને તેમની સાથે પ્રેમગવરીને વિદાય કરજો એવું આ તેમના લખેલા પત્ર પરથી જણાય છે. રમણે પત્ર તરત પોતાના હાથમાં લીધો. વાંચ્યો ને પોતાના ખીસામાં મુકયો.

કેમ ત્હારી શી મરજી છે? ગંગાબાઈએ પૂછ્યું

રમણે જવાબ આપ્યો, માતુશ્રી તમારી મરજી તે મારી, હાલમાં છો જાય. બે મહીના રહી આવશે તેમાં કાંઇ જવાનું છે.

ગંગાબાઇ બોલી—સારૂ. રમણ ઉપર ચાલતો થયો કે ગંગાબાઇએ પ્રેમગવરી! પ્રેમગવરી! કહી બુમ મારી કે તરતજ પ્રેમગવરી જે પાસેના ઓરડામાં હતી તે હાજર થઈ બોલી, કેમ માતાજી શી આજ્ઞા છે?

આ તમારા પીયરથી માણુસ આવ્યું છે, તેમની સાથે તમારા પીતાજીએ તમને તેડાવવાનું લખ્યું છે માટે તમારી શી મરજી છે..? ગંગાબાઈ બોલી.

માતાજી આપ કહો તેમ કરૂં; મને કશી સુઝ પડતી નથી.

એમાં સુઝ શી પડવાની છે, બે મહીના જઇ આવો પછી તેડાવું એટલે આવજો. જા તારાં ગાંસડી પોટલાં તૈયાર કર.

આ શબ્દો સાંભળી પ્રેમગવરી અત્યંત આનંદ પામી અને જાણે વાઘના પંજામાંથી કોઈ પક્ષી છુટે તેમ ખુશ થઈ લુગડાં ગડી વાળી તૈયાર કરી ટ્રંકમાં ભર્યાં. અને તૈયાર થઈ તરતજ માળપર રમણ પાસે જઈ ગળગળીત અવાજે બોલી સ્વામીનાથ હું જવાની આજ્ઞા માગું છું

રમણે જવાબ આપ્યો, સીધારો પત્ર લખું ત્યારે વહેલી આવજે.

આટલા ઘણે દિવસ પ્રેમયુક્ત શબ્દ સાંભળી પ્રેમગવરીને જરા આશ્ચય વધ્યો; અને વિચાર કરવા લાગી કે દુષ્ટ રંડાના દુર થયા પછી, હવે ગાડુ જરા ઠેકાણે આવતું લાગે છે.

સારૂ સ્વામીનાથ ! આપનું શરીર સાચવજો, વિગેરે શબ્દો કહેતીકહેતી પ્રેમગવરી માળપરથી નીચે આવી, સઘળાં જમી પરવારી ગાડીના ટાઇમની વાટ જોતાં બેઠં, બાર ઉપર એક, બે ને ત્રણ થયા ઉઠવાની તૈયારી કરી, રમણે ચાકરને ગાડી જોડવા કહ્યું તરતજ ગાડી તૈયાર કરી લાવ્યો.

બેટા ! પ્રેમગવરી વ્હેલી આવજે, તારાં માતુશ્રીને મારા યદીત્ત કેજે અને સર્વેને બોલાવજે એવું ગંગાબાઇએ કહ્યું.

પ્રેમગવરી—સારૂં માતાજી આપનું શરીર સાચવજો

એમ કહી ગાડીમાં બેઠી અને વિદાય થઈ.

હવે રમણલાલનું રમ્ય ભૂવન તદન સુનકાર થઈ ગયું રમણને પણ ચંદા ગયાથી પોતાનો દીવસ ગુજારવો મુશ્કેલ જણાવવા લાગ્યો, અણગમો થવાથી બારણે આવી બેઠો, તેવામાં સામેથી એક પોષ્ટમેન આવતો જણાયો, તેણે પાસે આવી કહ્યું.

રમણલાલ કિષ્ણરાય દેશાઈ

આપકા નામ હે ?

રમણે જવાબ આપ્યો હા! કયું સાબ! આજ ટપાલકું બહોત દેર હુઈ ?

પોષ્ટમેને કહ્યું. સાબ બેગીયાં બહોત છાપનેકીથી. એમ કહી રવાને થયો, રમણે પત્ર ઉકેલી વાંચવા માંડયો. ક્યાંનો કાગલ છે ગંગાબાઈ બોલી, છાપ પરથીતો સ્તંભતિર્થનો જણાય છે રમણે કહ્યું.

સ્તંભતિર્થ તા. ૧૮

પ્રિય મિત્ર રમણલાલ.

વિ. એ છે જે હમારા ભાઈ ગુલાબભાઈનું લગ્ન મુહુર્ત મહા સુદ ૭ ને મગળવારનું નિરધાર્યું છે, તે શુભપ્રસંગે આપ સકુટુંબ પધારી અમને શોભા આપસોજી.

સ્તંભતિર્થ [illegible] } લી. શેવક.
અમોલખચંદ મગીભાઈ વકીલ.

રમણુલાલ અત્યંત ખુશી થયો. એક વખત વાંચી બીજી વખત વાંચી, અને ટેબલ પર મુકી તરતજ પોતાનાં માતુશ્રીને ખબર આપી કે પ્રબોધભાઈના નાના ભાઇ ગુલાબરાયનું લગ્ન હતુંછે તેથી મારે ત્યાં જવાનું છે એમ તેમના પત્ર પરથી જણાયછે. એમ કહી કબાટ ઉઘાડી કપડાં કાઢયાં વ્હાલા વાંચક! ચાલો આપણે પણ રમણુલાલ સાથે જાને જવા તૈયાર થઈએ. અને કપડાં સંભાળીએ. બીજી તરફ વિદ્યાપ્રસાદ અને ચંદ્રકાન્ત પણ તૈયાર થઇ રહ્યા છે. અને રમણલાલની વાટ જોયા કરે છે.

વાંચક! ચંદ્રકાન્ત તે પણ રમણનો મલતાવડો મીત્ર હતો. પણ તે વિદ્યાપ્રસાદથી ઉલટોજ હતો. એટલે સાધારણ રીતે જરા દુરાચારી હતો આ જગ્યાએ ચંદ્રકાન્ત સંબંધી બ્યાન એટલુંજ બસછે હમારા સુજ્ઞ વાંચકોને આ પરથી તેના ગુણની માહીતી મળી હશે એમ ધારૂંછું.

રામા! રામા! કહી રમણે બુમ મારી તરતજ એક ચાકર ઉપર આવ્યો અને બોલ્યો કેમ સાહેબ શો હુકમ છે. '

ગાડી તૈયાર કરી લાવ રમણલાલ બોલ્યો એટલુંજ કહી પોતે લુગડાં પહેરવા માંડયાં અને પરવારી ગંગાબાઇ

પાસે આવી કહ્યું માતુશ્રી હું જાઉછું. શરીર સાચવજો ચંદ્રકાન્ત આવી પહોંચ્યો અને બારણે ઉભો રહ્યો ગંગાબાઇ બોલી હા ભાઇ! વહેલો આવજે બહુ દીવસ પરદેશમાં ભાગીશ નહીં.

તરતજ રામાએ ગાડી તૈયાર કરી આણી. અને બૂમ મારી સાહેબ ગાડી આવી છે,

હા ! આવ્યો કહી રમણલાલ બૂટ પહેરી તૈયાર થયો અને ગંગાબાઇને નમન કરી ગાડીમાં બન્ને જણ બેઠાં, અને રામાને કહ્યું, વિદ્યાપ્રસાદભાઇને આપણે લેવાના છે તે તરફ હાંક.

તરતજ હુકમનો અમલ થયો; ગાડી ચાલી ત્રણદરવાજા પસાર કરી ડીક્ષનરોડ તરફ વળી, વિદ્યાપ્રસાદ રમણની વાટ જોતો જોતો આમ તેમ ફરતો હતો, વિલાસભૂવન આગળ ગાડી રાખી રમણ ઉતરી પડયો, મકાનમાં ગયો અને બોલ્યો.

કેમ ભાઇ તૈયાર થયા કે નહિ.

હા ! તૈયાર છું બોલી વિદ્યાપ્રસાદે પોતાનો કોટ પહેરવા માંડયો. રામાએ તરતજ ટ્રંક લઇને ગાડીમાં મુકી નીચે આવી વિદ્યાપ્રસાદ માત પિતાની રજા લઇ, ત્રણે જણ ગાડીમાં બેઠા ! અને તરતજ ગાડી પુર સપાટે રટે

શન તરફ વિદાય થઈ, ટ્રેન આવવાને ફક્ત પાએક કલાક નીજ વાર હતી રમણલાલે ત્રણ ટીકીટો સેકન્ડ કલાસની લીધી અને રામાને ઘેર જવાની આજ્ઞા આપી, વીદાય થયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

હર્ષઘેલી કરનારી વસંતરૂતુ ખીલવા લાગી છે; સર્વલ સ્થળે આનંદ ઉત્સવ વ્યાપી રહ્યો છે, આ સૃષ્ટીનાં મન રંજન કરે તેવાં વિધ વિધ તરેહનાં ગુલાબ; ચંપો. મોગ રો, જાઇ, જુઈ, પારિજાતક લત્તાઓમાં જાગેલી પુષ્પ કળી ઓ, ખીલવા લાગીછે, પંકજના પુષ્પોપર મદઘેલાથયેલા ભ્રમર વૃંદોનો ગુંજારવ, કામદેવના ધનુષ્યના ટંકારનીમાફક સંભળાવા લાગ્યો, દક્ષિણ દીશાનો મંદમંદ ફુંકાતો પવન આ સમયે પુષ્પ લત્તાઓને નૃત્ય ક્રિયા શિખવવાનો આરંભ કરવા લાગ્યો, આ પ્રસંગને અનુસરતી સંગીતના સુંદીર ગાન તાનની ગરજ પુરી પાડવા સારૂ કોકીલાઓએ પોતાનું સુંદીર મનરંજન ગાંન શરૂ કર્યું ! કોકીલાઓના

મધુર ગાનથી જાણે પુષ્પ લત્તાઓ ફીદા ફીદા થઇ ગઇ હોય તેમ તેમના પર પુષ્પ વૃષ્ટિ કરવા લાગી, વીધવીધ પ્રકારનાં પંખીયો આમથી તેમ ઉડવા લાગ્યાં, ચોમેર ઉડતી ફુંવારાની સેરો આકાશમાં વરસતા વરસાદની માફક જણાવા લાગી, ચંપાનાં પુષ્પો ચોતરફથી વિજય મેળવતા કામદેવને કુંદનમય પુષ્પોથી વધાવતાં હોય તેમ જણાવા લાગ્યાં, સર્વત્ર વિરહીણી કોમલાંગીઓનાં હૃદય સીવાય આનંદ મોત્સવ વ્યાપી રહ્યો. માન ગર્વિતા મુગ્ધાઓ પ્રિયતમ પ્રેમથી મલકાવા લાગી, લલીત વૃક્ષનાં સુંદર પલ્લવો કામી જનોના વિચારની માફક નાચવા લાગ્યાં, સૂર્ય નારાયણ ભગવાન પોતાના તેજસ્વી કિરણોથી નવલ પલ્લવોને પોતાના તેજમાં અંજાવા લાગ્યાં. કુમળા પલ્લવોપર પડેલા તેજના કિરણોના પ્રભાવથી બગીચાનો ચિત્તાકર્ષક દેખાવ થઇ રહયો. અને તેજનો એટલો બધો અંબાર થયો કે જાણે રતી સુંદરીએ પોતાના પ્રિયતમ કુસુમાયુદ્ધનું આવાગમન સાંભળી પોતાનું વિલાસગૃહ વિદ્યુત પ્રભાના દીપકથી જાણે ઝગઝગાટ ન કર્યું હોય ! આવો અવનવો આલ્હાદક દેખાવ આ વખતે સ્તંભતિર્થની પાસેના પ્રબોધચંદ્ર શેઠના પીતાના બંધાવેલા નજર બાગનાં થઇ રહયો હતો.

માળીએ આજરોજ બગીચાને સુંદર પુષ્પ માળાઓ તથા આસો પલ્લવના તોરણોથી શણગાર્યો હતો, બગીચામાં ઉનાળામાં હવા ખાવાને સારૂ બંગલાઓ પણ ભભાદાર તથા સુસોભિત રહેવાની ગોઠવણ થઇ શકે તેવાં સાહિત્યોથી ભરપુર બંધાવ્યા હતા, શેઠના પિતાશ્રીએ વેપાર રોજગારમાં સારી સંપત્તિ મેળવી હતી, તથા દરબારી કામકાજમાં પણ તેમની આબરૂ સારી હતી તેમ દોલતના કેટલાક પૈસાનો ઉપયોગ ધર્માદા કામમાં પણ સારો કર્યો હતો,

હવે વાંચકોને બાકી રહેલી કથાના રસીક રસથી રંગીન કરીએ છીએ, અને હવેના વધારે વિવેચનની નવલકથા અમારા વિદ્વાની વાંચક વૃંદના હૃદય કમળમાં ઉતારવામાં આવશે.

હવે બરાબર સાંજના પાંચ વાગ્યાનો અમલ થયો, પ્રબોધચંદ્ર સ્ટેશન પર જઇ પુગ્યો, પાસ લઈ અંદર દાખલ થયો. સડ સડાટ કરતી ટ્રેન આવી પહોંચી ત્રણેજણ ઉતર્યા, તરતજ વિકટોરીઆમાં બેશી નજર બાગ આગળ આવી પહોંચ્યા; ગાડી ઉભી રહી. નજર બાગનો ભવ્ય દેખાવ જોઇ રમણ અત્યંત આનંદ પામ્યો, સર્વ કેકાણે આનંદ ઓત્સવ પ્રસરી રહયો. લગ્નની ધામધુમ

થઇ રહી હતી. વરઘોડાની તૈયારી થવા માંડી. એક, બે, ને ત્રણ દીવસ થયા, લગ્ન પાર પડયાં, આ શુભ મંગળ સમયે સુંદરલાલ નામના એક સદ્ ગ્રહસ્થની રમા નામની ચૌદ વર્ષની પુત્રી પર રમણલાલ આશક થયો, અને તે શીરીતે મેળવી શકાય. તે સબંધી વિચારમાં પડયો, તરતજ તેનું નામ ઠામ વીગેરે પુછી વાકેફ થયો,

દેશાઇ સુંદરલાલ બે ત્રણ વર્ષ થયાં મરી ગયા હતા. તેથી તેમના તરફનો સઘળો વહીવટ ચંદુલાલ નામનો એક ગ્રહસ્થ કરતો હતો, ચંદુલાલ ઘણો લોભીષ્ટ માણુસ હતો, રમણુલાલ તથા ચદ્રકાંન્તે ખાનગી રીતે ચંદુલાલની મુલાકાત લીધી અને પોતાની વાતથી માહીતર કર્યાં, અને તેને રૂા. હજાર આપવાના ઠરાવ્યા, અને બીજે દિવસે પોતાનો સુંદરલાલને ત્યાં જવાનો વિચાર જણાવ્યો, અત્રેથી જમી પરવારી રમણ તથા ચંદ્રકાન્ત ફરવાને બહાને બહાર જવાને નીકળ્યા. વિદ્યાપ્રસાદને તેઓએ આ વાત જણાવવા દીધી નહિ, કારણ કે વિદ્યાપ્રસાદ સુધરેલા પક્ષનો આદમી, અને તેમનાથી ઉલટો તેથી જો વિદ્યાપ્રસાદ આ વાત જાણે તો હાથ આવેલી બાજી કથળી જશે, અને વિદ્યાપ્રસાદ બીજીવાર લગ્ન પણ થવા ન દે, તેથી તેની રમણુલાલને ખુબ ધાસ્તી હતી, એક ગાડી ભાડે કરી સું

દરલાલને ઘેર આવી પહોંચ્યા, આ બાબત વીષે ચંદુલા લે પહેલેથી સુંદરલાલની સ્રીને માહિત કરી હતી.

રમણલાલ તથા ચંદ્રકાન્તને આવતા જોઇ ચંદુલાલ બોલ્યો, " આવો ! રમણલાલ " કહી એક સુંદર બાંકડા નામાં આશન આપ્યું. " કેમ ખુશીમાંતો ખરાને " હા જી આપને જોઇને અત્યંત.................. એમને બોલાવો ? રમણલાલે બાયેભારે કહ્યું. તરતજ ચંદુલાલે, " કમળા ભાભી ! કમળા ભાભી ! " કહી બુમ મારી કે તરતજ સુંદરલાલ શેઠનાં પત્નિ આવ્યાં,

" કેમ ! ચંદુભાઈ શું કહો છો ? "

" તમને કહેવાનુ એજ છે કે ! આ રમણલાલ જે મના વિષે મેં તમને વાત કરી હતી તે, ક્રિષ્ણુરાય દેશા ઇના ચિરંજીવી, કુળમાં પણ સારો ! તેમ પૈસે ટકે પણ ઠીક છે, કાંઇ તમારૂ છોકરૂ દુઃખ પામે તેમ નથી;

ગામમાં બે ચાર ઘર છે. ચાકર નફર કામ કરનારા છે, તેમ ગામમાં આબરૂ પણ સારી છે. પણ શોકય છે. એટલું છે ! "

પણ શોકયનુ સાલ જબરૂને ! કમળાબાઈ બોલી.

રમણલાલ—તેની કાંઇ હરકત નહિ. તમે કહો તો ચાર હજાર તમારી છોડીના નામે વ્યાજે મુકું ! કહો તો

મારૂ એકાદ ઘર લખી આપું. પછી છે કાંઈ વાંધો.

ચંદુલાલ—ના ! ના ! શેઠ ! તમારી કાંઇ અમને અધીરાઈ છે ?

" ત્યારે આપવા લેવાનું શી રીતે બોલો ! ને કરો નક્કી. " રમણલાલ બોલ્યો. કમળાએ ચંદુલાલ સામુ જોયું. ને બોલી.

" કહો ! ચંદુભાઇ ! "

ચંદુલાલ—હું શું કહું ! કહી નાંખોને જે કહેવું હોય તે. કે ગામ છે !

કમળા—જુઓ ! મારેતો કંકુને કન્યા કરવાની છે, હું કાંઇ પૈસાદાર નથી, તેમ મારા ઘરમાં કોઇ પણ રળનાર નથી. આપવા લેવાનુ સૌ સંપત્તિ પ્રમાણે. પણ પંદર હજારથી ઓછા નહિ પડે, પછી તમારી મરજી !

" ના ! ના ! એમ તો ના બને ! " કહી રમણે ઉઠવા માંડયુ.

ચંદુલાલ—જુઓ રમણલાલ ! તમે સમજો ને એ પણ સમજે, તેમાં બેનુ ભુપણુ છે; પણ આખરે તમારી મરજી કયાં સુધી !

રમણ—( એઇટ થાઉઝન્ડ )

ચંદુલાલ—નો સર. એટલાસ્ટ ટેન થાઉઝન્ડ વ્હા

૫ કુ યૂ લૂઝ સચ ગુડ ઓપરચ્યુનીટી યુ કાન્ટ ગેટ સચ ટાઈમ ઓફન એન્ડ ઓફન. અન્ડર સ્ટુડ. !

રમણુલાલ—વોટ હિઝ યોર ઓપીનીયન એબાઉટ ધીસ મીસ્ટર ચંદ્રકાંન્ત.

ચંદ્રકાંન્ત—મીસ્ટર ચંદુલાલ ઈઝ ઓલ રાઈટ. ધેર ઈઝ નો રીઝન ઓફ સોલીશીએશન. એકસેપ્ટ ઈટ.

રમણુલાલ—" વેલ " ચંદુલાલ જેવ તમે કહો છો. તેમ કબુલ છે.

ચંદુભાઈ ક્યાં સુધી કર્યું ! મને તો કહો ! મારે તો જાણવું જોઈએ. કમળા બાઈ બોલી.

" કર્યું એતો નક્કી કર્યું. ! કરો ફતેહના ડંકા.

ના ! ના ! તોય મારે તો જાણવુ જોઇએ તો ખરૂ કમળા બોલી.

ચંદુલાલ બોલ્યો રૂપીઆ ૧૦૦૦૦ દસ હજાર સુધી ચાલો એમનું મન સંપાદન કરો.

" ના ! ના ! એમતો ના બને ! "

ચંદુલાલ—જુઓ ! હવે તમારે બોલવાનું જેવું રાખ્યું નથી. હવે ફીકર કરશો નહિ. પહલાની રીત પ્રમાણે સર્વ દાગિના લાવશે. અને આપવું લેવું સૌ સંપત્ત પ્રમાણે

" જુઓ ! હવે હું બીજુ ઠેકાણુ જોતો નથી. " ચંદુલાલે ઇશારતથી જવાબ આપ્યો સારૂં ! એમ બોલી રમણુ તથા ચંદ્રકાન્ત ઉઠયા. અને ગાડીમાં મુકામ પર રવાના થયા. રસ્તામાં રમણે પુછયું.

કેમ ચંદ્રકાન્તભાઈ ! કન્યા તો જોઇને ઠીક છે ને.

ચંદ્રકાન્ત—વાહ તમારામાં કાંઇ કહેવરામણુ આવે ! આને જોઇએ તો આંખળી પણુ બેઠાં હોઉ ! જાણે ચંદ્રમા ચળક્યો, એમ કહી રમણુલાલને ઉડાવા માંડયો.

" નહિ તું ઉડાડવાની વાત કર નહિ. બરાબર જ બાબ દે ! "

" હા ! હા ! ઠીક છે, જાણે ઇંદ્રની અપ્સરા, " આ સાંભળી રમણુલાલ ખુશી થયો, ને બોલ્યો ચાલો હવે એ વાતને કોરાણે મુકો. વિદ્યાપ્રસાદને હમણાં જાહેર કરવાનુ કાંઇ કારણ નથી. સમયનાં વાજાં સમયે વાગશે. એટલે સૌ થશે.

મકાન આવ્યું. ગાડી અટકી, બંને ઉતરી અંદર ગયા; બાદ બે દિવસ રહીને, સઘળાએ ઉજ્જન જવા તે યારી કરી,

પ્રબોધચંદ્રભાઇ ! હવે હમો જવાની રજા લઇશું ર મણુલાલ બોલ્યો, પ્રબોધચંદ્રે ઉત્તર આપ્યો. હવે શી ઉ

તાવળ આવી ગઇ છે ! કે ઘેર ક્યાં છોકરાં રડનાર છે ! જવાશે બે દિવસ પછી.

" ના ! ના ! હવે રહેવાય તેમ નથી, કારણ કે વિદ્યાપ્રસાદભાઇની રજા પૂરી થઈ ગઇછે, મંગળવારને દિવસે નોકરીપર હાજર થવાનું છે, તેમ માતુશ્રી રાહ જોતાં હશે. "

માતુશ્રી તો કાંઇ રાહ નહિ જોતાં હોય, તેમની તો દરકાર કોઈએ કરૂ એમ નથી; પણ એમ કહેને કે ભાભી સાહેબ વાટ જોતાં હશે, " રમણલાલે નીચું જોયું ને પેટમાં ધાસ્તી પેઠી કે રખેને વિદ્યાપ્રસાદ હમણાં કાંઈ જવાબ દેશે, પણ તે તો ચુપકીથી બેશી રહ્યો.

ના ભાઇ ! હાલ તે પણ વાટ જોનાર નથી, પીયર સીધાવ્યાં છે, ચંદ્રકાન્તે કહ્યું.

ત્યારે બીજું કોઈ ! પ્રબોધચંદ્ર બોલ્યો.

વાહ ! ભાઇ ! વાહ ! તમે પોંતે પોતાની ગત જાણો તમે એવા હશો માટે બધા પણ એવા ! રમણલાલ બોલ્યો.

વિદ્યાપ્રસાદ અત્યાર સુધી શાંત હતો; તે બોલ્યો. નહિં ! નહિ ! પ્રબોધભાઈ તમારા જેવા સદ્ ગૃહસ્થને આવુ બોલવુ છાજતુ નથી; કારણ કે રમણલાલ શબ્દ એક

પતિવ્રત પાળે છે; બાળ બ્રહ્મચારી છે;

રમણલાલે નીચું જોઇ હસ્યા કર્યું પણ કાંઈ જવાબ આપ્યો નહિ;

ચંદ્રકાન્ત—કેમ રમણભાઇ બોલો તો ખરા ! હિંગ'મુઠ થઇ ગયા !

શું કરે ! પ્રબોધભાઈ એ કાંઇ બનાવવામાં બાકી ના રાખી !

રમણલાલ—ચાલો બધી વાત જવાદો, કેમ ભાઇ કો જવાબ આપો છો ! આજ તો અમારે જરૂર જવુંજ જોઇએ.

પ્રબોધ-વિદ્યાપ્રસાદભાઈની રજા પુરી થઈ છે એ બહાનું નીકળ્યું ત્યાં હું શું કહી શકું ! એ બાબતમાં મારાથી કાંઈ આગ્રહ ન થાય,

વિદ્યાપ્રસાદ—આગ્રહનું કાંઈ કારણ નથી, આ કાંઈ પારકુ ઘર છે કે ! આગ્રહની જરૂર હોય !

" ચાલો ત્યારે હવે જમી લઇએ " પ્રબોધે કહ્યું,

બાદ સઘળા જમી પરવારી જવાને માટે તૈયાર થયા; પ્રબોધે ગાડી તૈયાર કરાવી તથા પોતાના કેટલાક મિત્રોને સ્ટેશન પર આવવા ખબર આપી, તે પ્રમાણે તેઓ સર્વ સાહિત્ય સહિત હાજર થયા; અત્રેથી ચારે જણને

લઇ ગાડી સડસડાટ સ્ટેશનપર જવા ઉપડી; ત્યાં આવતાં સર્વે મિત્રો મળ્યા. આનંદનો પાર રહયો નહિં, પાન, ગુલાબ, હાર વેહેંચવામાં આવ્યા. અને સર્વે મિત્રોના આનંદ વચ્ચે માનભેર વિદાય થયા.

## પ્રકરણ ૭ મું.

કરવા માંડયો હિંદના, માબાપોએ કેર;
વેચે બાળા જર લઇ, જુઓ આર્ય અંધેર. (રચેલ)

પ્રિય વાંચક! હવે ત્હારૂં ધ્યાન ચોકસ રાખ. કારણકે કન્યા વિક્રયનો પસરેલ દુષ્ટ કાનુનનો દાખલો હવે આપણે ત્યાંજ ચાલુ કરીએ છીએ. પ્રબોધચંદ્રને ત્યાં લગ્ન વખતે સુંદરલાલ શેઠની પુત્રી રમાને જોઇછે. ત્યારથીજ તેના રૂપ ગુણને સૌન્દર્ય પર રમણ આશક થઇ ગયો છે.

આ વખતે રમાની ઉમ્મર ૧૪ વર્ષની થઈ હતી. એક દીવસ તેણી કાંઈ ઉંડા વિચારમાં નિમંગ્ન થઇ બેઠી હતી. વાંચક તેને જો! તેના શરીરમાં યુવાનીએ પ્રવેશ કર્યો છે. તે યુવાન થઇ છે! તે યુવાનીની ચેષ્ટા કરે છે. તેના પ્રત્યેક અંગમાં યુવાવસ્થા સ્પષ્ટ જણાઈ આવે છે. તેના હૃદયમાંથી સરલ ભાવ જતો રહી પ્રેમ ભાવ ઉત્પન્ન થયો છે. તેનાં નિર્મળ નેત્ર પર મદનરાજે નિવાસ કર્યો

છે, તેથી વિશેશ ચળકતાં થયાં છે. તેના હોઠ પર મદન રાજની દ્રષ્ટી છે. તેના બન્ને ગાલની રતાશ જતી રહી ગુલાબી રંગના જણાય છે. તેના શરીરના સઘળા અવયવો પ્રફુલ થયા છે. વસંતુ રૂતુમાં વૃક્ષ પર ફળ ફુલ આવે છે, તેમ રમાના હૃદય વૃક્ષપર પણ બે ફળ જરા જરા દેખાય છે. જુવો! સર્વ અવયવ ખીલ્યા છે. રમા યુવાન થઈ છે. તેની સુંદરત્તામાં ઘણો વધારો થયો છે.

રમા એક દમ ચમકી! સાવધાન થઇ, બોલી સામેથી મારી પ્રીય સખી, તારાલક્ષ્મી જેવું કોઇ આવતું જણાય છે. હા! હા! તેજ આવે છે, તારાલક્ષ્મી ( પ્રવેશ કરીને ) કેમ બ્હેન ખુશીતો ખરીને!

રમા—હા બ્હેન! પણ તમે તો આજેજ ખબર લીધીને!

"બ્હેન શું કરૂ! કામમાં ગુંથાઈ હતી. તેમાં વળી માતાજીની તબીયત આજ બે દીવસથી નરમ હતી, તેથી આવી શકાયું નહોતું. પરંતુ દીનપ્રતીદીન તું સોસાતી કેમ જાયછે! એવી શી વિમાસણમાં આવી પડીછે. ! એવી શી ચીંત્તા છે! તે કહે! કે જેથી મારાથી બનતા પ્રયત્ને હું દૂર કરૂં. ચીંતા બડી અભાગણી છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

चिता चींता समा ख्याता, बिंदु मात्र विशेषतः.
सजीवं दहते चिंता, निर्जीवं दहते चिता. ॥

માટે મનોવિકાર છોડી દઇ મને સત્વર જણાવ!"

રમા બોલી—પ્રીય બ્હેન! તુંતો મશ્કરી કરતી હશે. પણ મને એક અથાગ સંકટ છે. યુવાવસ્થાનું ભારે દુઃખ મારાથી સહન કરી શકાતું નથી. મારી ઉમ્મર હવે લાયક થવા આવી. હું સંસાર સ્થીતિમાં ખપુ એવી થઇ, પણ મારી માતા ચંદુલાલની શીખવણીથી નાજ કહ્યા કરે છે. હવે મારે શું કરવું!!!

તારા બોલી—બ્હેન ગભરાઇશ નહિં! ધૈર્ય ધર! સબુરીનાં ફળ મીઠાં છે, પરમકૃપાળુ પરમેશ્વર સૌ સારૂંજ કરશે,

"બેન ધીરજ કેટલી રહે,"

"કાંઇ નહિં પરંતુ દીલ ખોલીને વાત કર કે તારાં લગ્ન માટે જે માગાં આવેલાં તેમાં તારી ખુશી ક્યાં કરવાની છે.!"

રમાએ જવાબ આપ્યો. બ્હેન! મુળમાં તો મારી મા સર્વ ઠેકાણે ના! ની ના! પાડે છે. તો તેમાં મારી પસંદગી શી રીતે બર આવે. લાલચુ માતા મારો સંબંધ ક્યાં બાંધી ક્યાં ખાડમાં નાંખશે તેની મને શું ખબર!

"બ્હેન આ અથાગ સંસાર મોહીની માયા છે. જેમ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે. તેમ આ સંસારમાં

પણ મનુષ્યની સ્થીતિમાં ભરતી ઓટ થયા કરે છે. દરે-
કને સુખ અને દુઃખ ભોગવવું પડે છે. પણ કહ્યું છે કે—

उदये सविता रक्तो, रक्त श्चास्ते मने तथा.
संपत्तौच विपत्तौच महतामेक रूपता. ॥

મોટા આદમીનું લક્ષણ સંપત્તી અને વિપત્તિમાં
સરખા રહેવું તેજ છે. માટે ધૈર્ય ધર! પણ બ્હેન! હું
તને એક વાત પુછવા આવી છું.! તે ખરી છે કે ખોટી!"
એવું તારાએ કહ્યું.

"બ્હેન તે શું વાત છે! મને જણાવ!"

તે તારા સુખારંભની છે, એમ નહિં. પરંતુ મારા
ધારવા પ્રમાણે તને ખેદ ઉત્પન્ન કરે તેમ છે. સાંભળ!
ન્યાતમાં તેમ આખા શહેરમાં વાત ચાલી રહી છે કે તારી
સાથે ક્રિષ્ણુરાયના દીકરા રમણલાલ કે જે આપણે ઘાં-
લગ્નમાં આવ્યા હતા; તેમની સાથે રૂ. ૧૦૦૦૦ આવા-
લઈ તારો સંબધ કરવા નિશ્ચય કીધો છે. તેને આજ દ-
કન દસેક દીવસ થ ા છે. અને—

"શું! ક્રિસ્ણુરાયના વઠેલ દીકરા વેરે! અને વ-
ળી દશ હજાર લઈ ન મને વેચવાના છે. તેમ કદી બને
જ નહિં. એવા થયા અગાઉ જાન આ ખોળીયાનો ત્યા-
ગ કરી સ્વધામ પહોંચે તો વધારે સારૂં

આધુનિક સમયમાં માબાપ પૂત્રીઓને ઉચું કુળ જોઇ પરણાવે છે, પરંતુ બીલકુલ જોડુતો જોતાંજ નથી, તેમ ગુણીયલ કે વિદ્યાવાન જોતાં નથી; જેથીજ આ બાળાઓને દૂઃખ સહન કરવું પડે છે, ”

તારા—બ્હેન ધીરજ ધર! ધીરજથી સર્વ કાર્ય સીદ્ધ થાય છે. હવે હું જવાની રજા લઉં છું. એમ કહી ઉઠી ચાલી.

રમા—હા બ્હેન આવજે.

તારાલક્ષ્મીના વીદાય થયા પછી રમા એકલી એકાંત ગૃહમાં બેઠી હતી. ત્યાં તેની મા કમળા આવી. અને હસતે ચેહરે બોલી.

“ બહેન ! કેમ ઉદાશ છે ! હવે તો તારે ખુશ રહેવું જોઇએ. કારણ કે હવે તું પતિનું સુખ પામશે. ” રમા એકદમ ગુસ્સે થઈ ગઇ, અને બોલી “ માતાજી ! આવાં વચનો બોલવાં તે આપને છાજતું નથી. ”

“ ક્યાં લગ્ન કરવાનાં છે ! શું છે ! તેમને માલુમ નથી. ત્યાં સુધી શી રીતે ખુશી થાઉ. ”

“ લે તારે સાંભળ તારો વિવાહ આપણી જ્ઞાતીના ધનાઢય શેઠ ક્રિષ્ણુરાયના દિકરા રમણલાલ વેરે કરવાનો વિચાર છે. ”

રમા—( ગુસ્સામાં ) શું મારો વિવાહ ક્રિષ્ણુરાય દેશાઇના છાટકા છોકરા વેરે ! મારા જન્મારાનો ભરથાર તેને સમજવાનો ! મારે માટે સ્વામી તો બહુ સારો શો ધી કાઢયો, !

" હા ! હા ! તેની વેરે ! ! આટલું બોલી કમળા બાઇ ચાલતી થઇ.

વ્હાલા વાંચક ! ધિક્કાર છે ! આવાં માબાપોને કે પૈસાની લાલચે બાળકોને વેચવા તૈયાર થાય છે, અહા શું બનવા કાળ ! માબાપોજ પોતાની બેટીને આવા કુચાલે વર્ત્તિ, ફકત એક પૈસાની લાલચે, જેમ બજારમાં લિલામ કરતા હોય તેમ વેચવા કાઢે છે. અને જે વધારે પૈસા આપે તે લઈ જાય. એવી હાલતે કુમળી વયની કુમારીકાઓને વેચે છે.

ધિક્કાર ! ધિક્કાર ! હજો એ માબાપોને, કે જે પોતાના બાળકોના સુખ નચહાતાં. ફકત પૈસાની લાલચે બાળકિઓનો વિક્રય કરેછે, અરે તમે કેવાં માત પિતા ! કે બાળકોના કલેડા વીસે વિચાર ન કરતાં એક પૈસાએ જ અંધ બની જઇ બાળકીઓને એક ઉંડા ખાડામાં ફેં-કી દયો છે ! ! !

અરે દુષ્ટ રિવાજ ! તું આ પવિત્ર ભારત વર્ષમાં કયાં

થી પ્રવર્તવા પામ્યો ! અરે ધિક્કાર છે, મા બાપોને ! કે તમે કંઇક તો વિચાર કરો ! તમે માબાપ કે પુર્વના વેરી ! અરે બાળકને વેચવું અને જે પૈસા વધારે આપે તેને વેચવું એ કાંઈ ઓછો જુલમ ! ! ! કાછીઆની દુકાને શાક ભાજીના ભાવ પુછાય તે મીશાલે બાળકીઓના ભાવ પુછા ઓછો, ધિક્કાર ! ધિક્કાર આવાં માબાપોને ! છોકરાંઓનુ બીલકુલ સુખ ચહાતાં નથી. બાળ લગ્નનો દુઃખ રૂપી ડુંગર હજુ તમારા માંથા પરથી ખસ્યો નથી. એટલામાં કન્યા વિક્રય ! ધિક્કાર છે. તમારી બુદ્ધિને કે શું થઇ ! કે તમને પૈસે ભરમાવી નાંખ્યાં.

કુમળી વયની બાળાઓને પૈસાનીજ આશાએ ગમે ત્યાં ફેંકો છો; જરા તો તમારા બાળકની રહેમ લાવો. જાનવરોની માફકજે વધારે પૈસા આપે તે લઇ જાવ તેમ કરો છો. ગમે તેવો નાનો, મોટો, અભણ, ગુણવાન કે નિર્ગુણી જેનો બીલકુલ વિચાર કર્યા વગર વધારે પૈસા આપે તે પરણે, તે મુજબ કરો છો, આ પ્રમાણે લગ્ન કરવામાં ખોટી મોટાઇ માની બેઠા છો, પરીણામે પોતાની વહાલી પુત્રીઓનો વિલાપ સાંભળો છો અને નજરે જુઓ છો. આવાં માબાપોને માબાપને બદલે નિર્દય શત્રુની ઉપમા આપવી જોઇએ. અને તેમને માટે જેટલો

ધિક્કાર બતાવીએ તેટલો ઓછો છે, કન્યાનાં માબાપ પોતાથી બની શકે તેવી રીતે સામાવાળાને નિચોવવામાં જ્યારે બહાદુરી માને છે; અને તે પછી પોતાનું ફરજંદ કંગાલ હાલતમાં આવી પડે યા દરણાં દળીને પેટ ભરવાની સ્થીતિમાં આવી પડે પણ તેની દરકાર રાખતાં નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે—

व्याधा श्रेष्टा मनुष्याणां, कन्या विक्रय कारिणाम ॥
ते निर्दया परष्वेव पुत्र्यादि दया परः ॥ १ ॥

જે માણસ કન્યા વેચે છે, તેના કરતાં તો પારધી પણ સારો કારણ કે તે બીજાને માટે નિદયતા વાપરે છે, પણ પોતાના કુટુંબ પર દયા લાવે છે.

માટે તેવી ખોટી મોટાઇ માનનારા ભાઇયો તથા બ્હેનોને જણાવવાની રજા લઉં છું કે પોતાની પુત્રીનો યોગ વર જોઈ, તેની સાથે લગ્ન કરવાં તેમાંજ પોતાનું અને પોતાની પુત્રીનું હિત સમાયલું છે.

જે જે ગ્રહસ્થો આવાં કસાઇયોના જેવાં કામ કરેછે. તેઓને તેવાં કામ કરતાં અટકાવવા માટે તથા દાખલો બેસાડવા માટે ન્યાતોના આગેવાનોએ કેટલાકોને ઘટતી સજા કરવી જોઇએ. રાંક કન્યાઓને પોતાના મૂર્ખ, અને લોભી માબાપોના ભોગ થઈ પડતા અટકાવવા માટે, ન્યાતોના

આગેવાનો જો કાંઈ પણ કરશે તો, સેંકડો ગરીબ કન્યાઓનો આશિર્વાદ મેળવી શકશે. કેટલાકો એવી જાતની દલીલ કરે છે કે, હમારા છોકરાઓને કન્યા આપતું નહિં હોવાને લીધે, જો કન્યાના બદલામાં નાણાં નહિં લઈએ તો પછી છોકરાને પરણાવવો કયાંથી! તેઓને હું માત્ર એટલોજ જવાબ આપીશ કે; છોકરાને ખાતર છોકરીનો સ્વાર્થ બગાડવામાં શું એક પીતા વ્યાજબી છે કે!! વળી છોકરાઓને જમાનાને અનુસરતી કેળવણી આપી, તે દુનિયામાં ઉપયોગી થઈ પડે તેવી રીતે તૈયાર કરવામાં આવશે તો, તેને કન્યા મેળવવામાં કાંઈ પણ મુશ્કેલી પડે તેમ હું માનતો નથી. વળી સ્ત્રી કેળવણી ફેલાવવામાં આવતાં અઘોર કર્મ આપો આપ બંધ પડશે. કેળવાયલી માતાઓ પોતાની વ્હાલી પુત્રીઓને કુવામાં કદી પણ નાંખતી હશે-જ નહિં. એવી મને ખાતરી છે. વળી જમાઈ કેવો ખોળવો તેને માટે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

### सार्दुल वीक्रिडीत.

विद्या शौर्य धनाश्रयो गुणनिधी: ख्यातो युवा सुंदर:
साचार: सुकुलो उद्भवे मधुर वाग्दाता दया सागर:
भोगी भुरी कुटुंबवान् स्थिरमति: पापात्ति होनोबली
जामाता परी वांछत: कविवरे रवि वित्र: सतत:

જે પુરૂષને વિદ્યા ઘણી, કુટુંબ મોટું, સ્થીર બુદ્ધ, દયાનો સમુદ્ર શક્તિ પ્રમાણે દાન ધર્મ કરનારો, બોલવું મીઠું, સ્વધર્માચરણી, નિર્વ્યસની; ઉત્તમકુળમાં ઉત્પન્ન થયેલો, સ્વરૂપે સુંદર, વયે યુવાન, કિતિવાન, કાર્ય વીશે શુરપણું; સંપત્તિવાન, લક્ષ્મીનો ભોગ્તા, બળવાન, પાપ અને દરિદ્રતો જેને માલમ નહિં. એવો જમાઈ શ્રેષ્ઠ કવિયોએ વર્ણવ્યોછે. વ્હાલા વાંચકો! હવે આમાઅમત આપને ઝાઝો કંટાળો નહિં આપતાં, મૂળ વાતપર આવી જઇએ. ચાલો! ઉઠો!

## પ્રકરણ ૮ મું.

સૌ જન પહેલું સમરતા, નારી કેરૂં નામ;
વાટે ઘાટે બોલતાં, સાધુ સીતારામ; (ગુ. વિ. પ્ર.)

સ્તંભતિર્થથી આવ્યા પછી, રમણુલાલ બબાકળો ક્યા કરે છે. અને રમા શબ્દ તેના હૃદયમાં રમણ કર્યાજ કરતો હતો. માગશર માશ આવ્યો, ન્યાતમાં લગ્નો રમઝટ જાગવા માંડયાં, તે વખતે પોતાનો બીજીવાર લગ્ન કરવાનો ઠરાવ પોતાના મિત્ર મારફત માતુશ્રીને જણાવ્યો. સ્મૃદ્ધિમાં ગરકાવ થઇ ગયેલાં માતુશ્રી ગંગાબાઇએ પણ

હો પાડી ! તેવામાંજ સ્તંભતિર્થથી કાગળ આવ્યો, રમણ વાંચી આનંદ પામ્યો, તેનાં માતુશ્રીએ પણ અતી હર્ષથી તૈયારીઓ કરવા માંડી, બીજે દીવસે ચાંલ્લો થયો; અને લગ્નના આઠ દીન બાકી રહયા; રમણુલાલે દસહજારની કોથળી ગણી આપી; દીવસ નજદીક આવતો ગયો, પોતાના સઘળા મિત્રોને કંકોત્રીઓ મારફતે રમણુલાલે ખબર આપી; વિદ્યાપ્રસાદ આ વાત સાંભળી ઘણોજ ચકિત થયો. અને વિચારવા લાગ્યો કે ભુત ગયું. પલિત પેઠું ! રમણુલાલ ત્હારી શી વલે ! આ વિચાર તને કોણે સુઝાડયો ત્હારી મતી એકાએક કેમ ફરી ગઇ ! રમણુલાલ ! રમણુલાલ ! આટલી બધી મારી શીખામણ પાંણીમાં ગઇ ! પથ્થરપર પાણી ફરી ગયું ! બે સ્ત્રીનો ભરથાર કયારે સુખ પામ્યો છે ! આ બધાં લક્ષણ ચંદ્રકાન્તનાંજ ! ખરી વાત છે, કે પ્રબોધભાઇને ત્યાં એ બંનેએ એક સંતલસ કરી સઘળે ધુમાધુમ કરી હતી. તેનુંજ પરીણામ ! " સોબત તેવી અસર " એ સીદ્ધ છે. " કુતરાની પુંછડી વાંકી તે વાંકી, " કોઈ દીવસ સીધી થાયજ નહિં.

વાંચક ! આજ લગ્નનો દિવસ છે. રમણુલાલને ત્યાં ધામધુમ મચી રહી છે, આજુબાજુથી શેઠીઆઓ તેના માન ખાતર આંગણે નાંખેલા મંડપમાં દાખલ થતા હતા,

જેને તેના વાણોતર તથા, મિત્રો, અને ઘરના આદમીઓ માનપુર્વક તે આવનાર ગૃહસ્થોને આવકાર આપી, બેસારી પાન સોપારી અને ફુલના ગોટા વિગેરે આપી, ગુલાબદાનીમાંથી, તેઓના ખીસામાં રાખવાના સફેદ રૂમાલપર, ગુલાબજળ છાંટતા હતા.—મંડપની બહારની બાજુએ રાખેલાં વાજીંત્રો એવી રીતે આનંદી રાગથી વાગતાં હતાં કે તેનો ઘોંઘાટ આખા શહેરમાં મચી રહ્યો હતો.

સુંદર જુવાનીઆઓ પોતાનાં બાળકોને હડસેલવાની ગાડી, તથા ઘોડાની ગાડી અને પાલખીયોમાં બેસારી પોતે તેમના રક્ષણાર્થે તેની સાથે ચાલતા હતા. બંધુકોના અવાજ ખુબ જોરથી થતા હતા. રમણલાલ હાથમાં રૂપીઓ ને નાળીએર લેઇ સ્વાર થયા. ધામધુમથી નીકળેલો વરઘોડો બજારથી ચાલ્યો. સ્ટેશન પર ધર્મશાળામા ઉતર્યો ગાડીનો ટાઇમ થયો ને રવાના થયો.

આણી તરફ રમાને ત્યાં પણ ચંદુલાલે મંડપમાં લોકોને ત્યાંથી માગી આણેલી હાંડીયો, ગ્લાસ, તકતા, ચંદરવો ટાંગી શોભા વધારી દીધી છે. રમા બિચારી નિ:શ્વાસ નાંખતી એક ખુણામા બેઠી હતી. તેનું શું ચાલે ! કહ્યું છે કે "દીકરીને ગાય દોરે ત્યાં જાય" તેમ રમાને પણ કાકુ માતાના લોભમાં પોતાના વિચારો દાબી દેવા પડ્યા.

સ્ટેશનથી ઉતરી વરઘોડો ચઢી ઘેર આવ્યો. વરને પહોંકી મંડપમાં લાવ્યા. લુગડાં ઉતારી નવરાવી પાટલા પર બેસાડયો. હસ્તમેળાપ થયો. લગન પાર પડયાં. વાંચક ! કાગડો દહીંથરૂ લઈ ગયો. જાન વિદાય થઈ વરઘોડીયું ઘેર આવ્યું. વહુ મોટી અને ઠીક જોઇ ગંગાબાઈ આનંદ પામ્યાં.

રફતે રફતે અઠવાડીયું. પંદર દીવસ ને મહીનો વ્યતીત થયો. રમણ પ્રેમ પાસમાં પડયો. રમાએ પણ ધીમે ધીમે જાળ ગુંચવવામાં બાકી રાખી નહિં.

એક ડગલુ પણ રમા વિના ભરવું તે દુઃખનો ડુંગર ઓળંગવા જેવું થઇ પડયું. હરતાં ફરતાં, વ્હાલી રમા ! પ્યારી રમા ! રમા ! ને રમા ! આજ શબ્દો રમણના મૂખમાંથી બહાર નીકળવા લાગ્યા. રમાને પણ સઘળી તરફની સ્વતંત્રતા મળી; "રાજાને ગમતી રાણી ને છાણાં વીણતી આણી" તેની માફક રમણલાલનો રમા પ્રત્યે અપૂર્વ પ્યાર, તેથી ગંગાબાઇએ કાંઈ શબ્દ કહેવાય નહિં. એટલે મનગમતી રીતે બન્ને વર્ત્તે બે ત્રણ મહીના વ્યતિત થયા. રમાને તેના પીયરથી ચંદુલાલ તેડવા આવ્યો. અને રમણલાલે જવાની રજા ના આપી; પણ આખરે અઠવાડીયા પછી મોકલીશું કહી ચંદુલાલ તેડી ગયો.

વાંચક ! વિદ્યાપ્રસાદે જ્યારથી રમણલાલના બીજી વખતના લગ્નનો ઠરાવ જાણ્યો, અને કંકોત્રી મળી ત્યારથીજ, તે વિચાર સુન્ય થઇ ગયો અને રમણલાલને ત્યાં જવાનું છોડી દીધું હતું. અને લગ્નમાં પણ શરીર સારૂં નથી કહી ભાગ લીધો નહિં. અને રમણનો લગ્નોત્સવમાં પડ્યો એટલે ખબર જુએજ ક્યાંથી. વાંચક ! વિદ્યાપ્રસાદ આ બાબતના વિચારમાં ગરકાવ થઈ ગયો છે, એકાએક મગજમાં સણકો આવ્યો. અને મૂર્છિત થઈ પડ્યો. તરતજ તેમનાં પત્નીએ આવીને માથું ખોળામાં લીધું. અને સાર વાર કરી સાવધાન કર્યો.

" કેમ ! સ્વામીનાથ આપની તબીયત કેમ છે ! " વિદ્યાપ્રસાદની સ્ત્રી રત્નસુંદરીએ કહ્યું.

" પ્રિયા તદન ! સારી છે. એતો તે વખતે જરા ભ્રમણમાં જીવ ગભરાઇ ગયો હતો. તેથી બેશુદ્ધ થઈ જવાયું. હવે કાંઇ હરકત નથી. "

" સ્વામીનાથ. મારો તો જીવ ઉડી ગયો. કે એકાએક આ શું થયું. કારણકે સ્ત્રીયોનાં કાળજાં હમેશાં કોમળ હોય છે. "

" હા વ્હાલી ! પણ તે વખતે ગભરાયે કાંઈ બને નહિં. વખતે ધીરજ રાખવી જોઇએ. " વિદ્યપ્રસાદે કહ્યું.

"સ્વામીનાથ! ધીરજ કેમ રહી શકે, આપના પર મારા સુખનો આધાર રહે છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે પતિ તે પરમેશ્વર છે." વીગેરે શબ્દો બોલતી બોલતી અંદર ચાલી ગઇ.

વાંચક! કેવો પ્રેમ! પતી પત્નિનો કેવો ગીઢો પ્રેમ! તે પણ સ્વાર્થ પ્રેમ પ્રેમ! પ્રેમ! તારી ખુબી ન્યારી છે. તેમ કેટલાંક માનવી તો તેનુંજ સ્મરણ કર્યા કરે છે. તેનું કારણ એમ છે કે, જો તેનો મધુર પ્રવાહ કોઇના અંતઃકરણમાં એકા એક પસર્યો, ને તે નીખાલસ હ્રુદયનો હોય, તો તે આનંદ માને છે, ને એવી જાતના પ્રેમરૂપી દેવને પુલકે વધાવે છે. આવી મનોવૃતિના પ્રેમના જુસ્સાને આધિન થઈ "પૃથુરાજને સતી સંયુક્તા" રાખેંગાર ને "રાણકદેવી" જેવા મહાન રાજા રાણીયો પોતાની કીરતીનો પ્રકાશ પાછળ મૂકી સલોકે સીધાવ્યા છે. અફસોસ! કેટલાંએક માનવો તેનાજ પાસમાં સડી સડીને મરણને શરણ થાય છે. જેના અંતઃકરણમાં દુષ્ટ વાંછના રૂપી પ્રેમી પ્રવાહ રેડાયો. તો એક કુતરાની માફક તેની પાછળ ભમી એવી જાતના પ્રેમરૂપી નઠારા પ્રવાહથી, આખી જીંદગીને એળે કાઢી, ધનની પાયમાલી કરી, કુસંપનો વાસ પ્રસરાવી, નજીવા સુખ માટે સુખમય જીંદગીને માટીમાં મી-

લાવી દેછે. આવી મનોવૃતિના પ્રેમના જુસ્સાને આધીન થઈ કૈળારાણી, પીંગળા, જેવી કુલાંગાર સ્ત્રીયો આખી ગુજરાતને એબ લગાડી, પોતાની જીંદગીને માટે સદા ધીટકાર ખઈ, નીચી દ્રષ્ટીએ નર્કને રસ્તે ચાલી ગઇ છે. લેખક ( . . Sabugolo ) જણાવે છે કે આહા પ્રેમ તારા સેરનથી દુનિયા ઉપર સેકરો વીર પુરૂષો અમર થઈ ગયા છે: કારણકે તારી પ્રેમની લ્હેકી જો કોઇ વીર પામે છે. ને એવી જાતનાં મનહર ઝોકાં પ્રેમમાં ખાય છે, સદાચારથી ચાલે છે, અને હૃદયને સદાચારી પ્રેમથીજ ભીંજાવે છે, તો તેના કીર્તિ આબાદ થાય છે. હજારો સંકટ પડે તો પણ જે બ્હેનો શિયળવ્રત સાચવે છે. સદાચારી પ્રેમીઓ એકનેજ જુએ છે. ધન્ય છે તેવા વીરલા નરોને તથા સ્ત્રી રત્નોને કે જેની કિર્તિ આબાદ થાય છે. આવી મનોવૃતિના પ્રેમના જુસ્સાને આધીન થઈ રામને સીતા, નળને દમયંતી, હરિશ્ચંદ્રને તારામતી, જેવા વીર સદાચારી પ્રેમથી જુકતા રત્નો પોતાની કિર્તિને પાછળ સદાને માટે ગજાવી મૂકી, તેના સ્તંભો રોપી, મોક્ષને આધીન થયા છે. ને જે અદ્યાપિ સુધી કુલડે પૂજાય છે. ને દરેક માણસના હોઠ પર પુષ્પની માફક તેમનાં નામો ખીલી રહ્યાંછે.

બંધુઓ :! આ પ્રણાણે દુષ્ટ પ્રેમરૂપી અજબ ચીજના અંકુરો કોઇના મન દુષ્ટ કામથી હુરી લેઈ, પાયમાલ કરી પ્રાણ છોડાવે છે. ત્યારે સદાચારી પ્રેમના તેજ વીસ્તારો દુષ્ટ કર્મ બંધનરૂપી અંધ પિછોડામાંથી અજવાસમાં લાવી, કીર્તિરૂપી સ્તંભોને ઝગઝગતા કરે છે. ને તે સદાચારી પ્રેમનોજ અજવાસ સર્વત્ર ફેલાઇ રહે છે. અરે! કેટલો બધો તફાવત ! જોઇ ! સદાચારી પ્રેમની ખુબીયો.

પ્રેમતરંગમાં ઉછાળા મારતા હે જુવાન બંધુઓ ! પ્રેમના અંકુરો અજબ છે, પણ તેનું યોગ્ય ને અયોગ્ય વર્તનનો તમારા પોતીકાજ હસ્તમાંછે તોપણ કમ નશીબે તે દુષ્ટ પ્રેમથી કેટલાકની પાયમાલી ! કેટલીક અફસોસી ! પોતીકાજ હસ્તથી પોતીકાજ નસીબનું છેદન! હાય! આપણે રામ, હરીશ્ચંદ્ર! ને નળ જેવાતો સદાચારીને ભાગ્યસાળી તો નથી; ને થવાના પણ નથી, તોપણ નિર્મળ પ્રેમમાં ભીંજાવું, તેનાજ સુવાસિત પુષ્પોની લહેરીમાં મગ્ન રહેવું, અર્પાયેલા હસ્તને નહિં છોડી તેને સુખી કરવું, તે આધુનીક સમય પ્રમાણે પણ તેના જેટલું માનવ ભવનું સુકૃતાર્થે ને સાફલ્યતા થવા બરોબર છે! નહિંતો દુષ્ટ પ્રેમવિકાર તો સાતમી નર્કનોજ રસ્તો આ

ગે માટે ખુલ્લોજ છે.

વિદ્યાપ્રસાદનો મગજ ઠેકાણે આવ્યો, ને વિચારવા લાગ્યો કે અતીશય વિચારથીજ ગમીત થઈ જવાય છે. પણ આહા! સદ્ગુણી સ્ત્રીનાં શાં સુખો છે! વાંચક તેનો અનુભવ તને હશે! રમણલાલ ત્હારી દશા ખરાબ થવા બેઠી છે. મોહે ત્હને ઘેરી લીધો છે. તેથી ત્હને કાંઈ સુઝતું નથી. રમાને પ્રેમગોરી બન્ને ભેગાં થશે ત્યારે કેવી ધમાધમ ઉડશે! દુર્ભાગી પ્રેમગૌરી જોકે સુધરેલ શેઠની પુત્રી અને રમણલાલ! શરમ છે માબાપોને કે પોતાનું લાખો રૂપીયાનું રત્ન પથ્થર સાથે પછાડે છે. રમાના ગુણથી તો હું માહ્યર નથી. પણ પ્રેમગૌરી! તે પ્રેમગૌરી! સાક્ષાત પ્રેમનીજ મૂર્તિ! કે જેનું ધ્યાન પતિજ સેવામાં શું તે બીચારીયે રમણલાલને સુધારવા ઓછા પ્રયત્નો કર્યા છે! નહિં! નહિં! સાબાસ છે એવી સદ્ગુણી અને કેળવાયલી સદ્વર્તની સ્ત્રીયોને તેમ મારા વાંચવામાં પણ એક જગોએ આવ્યું છે કે—

A well educated and well brought up wife will love her husband as her life, She will hold that the welfare of her children, her family and herself, depends upon his happiness or mis-

ery and will therefore entrate Heaven that he may prosper.

When her husband comes home careworn and weary she will soothe and comfort him with tactful and tender words, and will afterwards ask the cause of his anxiety. If her husband has got into difficulties with regard his business, reputation, defeat in some contemplated project, or his own, or his children's illness, his wife if properly educated and brought up will do her best in every way to reduce his distress.

Her view would not be that she is delicate beautiful, well educated and therefore unwilling to do the work of a servant ! No ! for her beloved husband she will be willing to work like a slave.

A well educated wife will comfort and help her beloved partner with all her heart and soul.

ભણેલી સ્ત્રી પોતાનાજ વરને પોતાનો પ્રાણ સમજ-ચે. તેના સુખ દુઃખની સ્થીતિપર પોતાની, છોકરાંની, ને ઘરની સ્થીતિ આધાર રાખે છે. માટે તેની સ્થીતિ

સારી રહે તેવું પરમેશ્વર પાસે માંગતી રહેશે.

હાલમાંતો સ્ત્રીયો અંતઃકરણના હેતથી નહિં, પણ લોકલાજથી અને રાંડવાના ભોથી પોતાના ધણીના મંદવાડમાં તેની ચાકરી કરે છે. બાકી બીજી દુનીયાદારીની આફતમાં કંઇજ નહિં. વખતે ધણીને કરજ આપવાનું આવે તો બૈરી પોતાના કબજામાંનું પીયર મૂકી આવે છે. ને ધણીની આબરૂ લુંટાવી દેછે. ને કંકાસ કરે છે. કે લાવે તો ખવડાવું. પણ ભણેલીની શી વાત! તે પોતાના તન, મન, ધનથી પોતાના પ્યારાને દીલાસા સાથે સાહ્ય કરશે.

વાંચક! રમા ભણેલી નથી! શું પ્રેમગૌરી પોતાના પતિને પરમેશ્વર તુલ્ય નથી માનતી! કેમ કોઈ બોલતું નથી! માને છે! પણ રમણલાલના ઉધ્ધત મીજાજ આગળ બિચારીયોનું શું ટકુ નભે! સિંહ આગળ શીયાળનું કેટલું જોર! વાઘ આગળ બકરૂં શું જીગર ઝીલે! પણ પ્રેમગૌરી ધન્ય છે તને!

રમાને પીયર સીધાવે માસ વ્યતીત થયો. રમણલાલ ગભરાયો કે મોકલશે કે નહિં મોકલે! આખો દીન ઉદાસી જણાવા લાગ્યો. માળ ઉપર ચઢયો, અગાસીમાં આવ્યો, આમ તેમ ફરવા લાગ્યો. ચંદ્ર પોતાની પુર્ણ કળા

પ્રકાશી રહ્યો હતો. રત્નાગર સાગરની શીતળ લહેરોવાળી હતી ફરતાં ફરતાં બોલ્યો.

## ગાયન ભૈરવી.

ત્હારા વિના સંસાર મુજને સુન્ય ભાસે છે,
દીલદાર જોવા કાજ મારૂં મન ઉલ્લાસે છે. ત્હારા.
સરત થઇ છિ એવી પ્યારીનીરે સાથ મુને,
ઝવેર મેળવું ઝાઝું તોએ મારી પાસે છે. ત્હારા.
મુસાફરીનો વેસ લીધો પ્યારી તારે કાજ,
બસ હાથ મારૂં જઇ આ મન તારી પાસે છે. ત્હારા. (ન. લ)

રમા કેમ નહિં આવી ! શું કંઈ થયું !!! લાવ પત્ર લખું ! પણ કદાચ કોઇના હાથમાં જાયતો ! તો શું ! બસ લખવોજ તેની સાથે એક જુનીને પણ લખવો. આવો વિચાર કરી રમણલાલ નીચે ઉતર્યો, વચલા માળે આવ્યો. ટેબલ પાસે આવી નોટપેપર કાઢી લખવા બેઠો. શું લખું, કશી સુઝ પડતી નથી. કદાચ લખું ને આજ આવે કરી લખવા માંડયો.

તા. તમે, માંહે, મારૂં સને સર્વસ્વ.

સુખકારી શનીવાર.

હૃદય મંદીરી પ્રિયા રમા !

વિ. શું લખું ! તેની મને કશી સુઝ પડતી નથી. તારો પ્રેમાળ પ્રેમહરનીશ યાદ આવ્યા કરે છે. વ્હાલી વિયોગીણી ! તારા વિયોગની વિકટ વેદનાના સંકટમાં સપડાઇ સોકાગ્નીની સૈયાસાં સુતો સુતો સોચ કરતા સુક્ષ્મ શરીરે સવારમાં ઉઠી હરનીશ તારૂં સ્મર્ણ કર્યા કરૂં છું તારા પ્રેમ પાસમાં ભુરકી નાંખી ભ્રમીત કરી મને અધીરો કેમ કરે છે! વ્હાલી! પ્રેમ ખરેખર અમુલ્ય ભુશણ છે ત્રણભૂવનમાં એ વેચાતો નથી. તારાં સુગાત્રનો સ્પર્શ કરવા માહારાં સર્વ રોમાંચ સ્ફુરી રહ્યાં છે. તારાં કટાક્ષે મારૂં ચિત્ત વીંધી ભાન ભુલાવ્યું છે. જેથી આ દેહ તારા સમીપે શર્ણાગત થઇ તારી ગોદમાં ગમન કરવા ગાંડી ફર્યા કરે છે. અર્ધાંગના તેને ફળીભૂત કરવી એ તારા હસ્તકમળમાંજ છે. માટે પ્રિયા ! સત્વર અત્રે આવો ને ઉકળેલા વિરહને શાંત પાડો દુનિયામાં પથ્થરની અછત નથી. પણ રત્નનીજ છે થોડું લખવું ઘણું કરી માનજો, સોમવારે હું સ્ટેશને સામો આવીશ માટે તે દીવસે જરૂર નીકળજો તા. સદર.

લી.

વ્હાલા હૃદય કમળમાં રમતો.

**રમણ.**

. . . . . .

પત્ર લખ્યો, બીડી ટીકીટ ચોઢી. રામા ! રામા ! કહી બૂમ મારી તરત એક ચાકર ઉપર આવી બોલ્યો

"કેમ સાહેબ સો હુકમ છે."

આ કાગળ ટપાલમાં નાખી આવ કહી. રામાને કાગળ આપ્યો. તે વિદાય થયો. અને રમણ ઉઠી નીચે આવ્યો.

---

## પ્રકરણ ૯ મું.

જે બુદ્ધિવંત હુંશીયાર ગણાય નારી,
તાએ અનેક રીતતે પતિને થનારી;
ભર્ત્તા કદાપી બિલકુલ ખરાબ ભાસે,
તોયે વખાણ કરશે પરલોક પાસે (સ્ત્રી .બુ )

વાંચક ! સાસરેથી આવ્યાં ઘણા દિવસ વ્યતિત થયા, કોઇનો તેડવા સબંધીનો પત્ર જણાયો નહિ. સ્વામીનાથે પણ કહયું હતું કે, હું પત્ર લખીશ; પણ તેમના તરફનો મુદલ પત્ર આવ્યો નહિ. કદાચ તેમની તબીયત સારી ના હોય, તેથી પત્ર ન લખાયો હોય. ના ! ! પણ તેમ બને નહિ. કોઇ પાંસે પણ તેમ હોય તો લખા

વે.... મારાં સાસુજી કાંઇ છેક અજ્ઞાન નથી, પ્રભુને ખ-
બર શું હશે; ! શું મને વિશરી ગયા હશે. ! હસે જેમ
હસે તેમ ! ધીરજ રાખવી, સબુરીનાં ફળ મિઠાં છે. ધી
રજ મ્હોટાઇનું ઝવેરાત છે, બે હિમતથી હલકાઈ આવે
છે, જે સ્રીયો હિમતવાન હોય છે, તેઓજ માણસાપણા
થી ભરેલી છે, હિમતનો અર્થ એવો છે કે, પરમેશ્વર ન
કરેને જો કદી કોઇ ઉપર તંગી આવી પડે તો, તેવે સ
મયે બેહિમત નથતાં, પોતાથી બની શકે તેટલી મહેનતે
ભરત, સીવણ, વિગેરે કામ કરીને, ગુજરાન ચલાવવું. પ
ણ પારકા માણસને પોતાનું મોઢું દેખાડવું નહિ. ઇજતને
આબરૂથી ઘરમાં બેશી રહી, પોતાથી બની શકે તેટલી,
મહેનત કરવી, પોતાની સ્થીતિ પ્રગટ કરવી તે ઘણુંજ
ખોટું છે. પતિવ્રત અને ધર્મનિષ્ટપણું રાખવું. એજ સ્રી
ઓની મ્હોટી દોલત છે; ધર્મનિષ્ટ માણસ આ લોક અને
પરલોકમાં પુર્ણ જશ મેળવે છે, અને સુખી થાય છે, ધ
ર્મનિષ્ટપણાનો અર્થ એવો છે કે, પોતાનામાં બુરાં કામ
કરવાની શક્તિ હોય, પણ તે કરવાં નહિ; અને પરમેશ્વ
રના કોપથી ડરતા રહેવું. ઇશ્વરપર વિશ્વાસ રાખી તેના
નિયમ પ્રમાણે ચાલવું કદી જુઠું બોલી કોઈને ઠગવુ ન

હિ, આપણને કોઇએ દુઃખ દીધુ હોય તો, તેમનમાં ન લાવતાં, તેના ઉપર ઉપકાર કરતાં રહેવું, માબાપ કે સાસુ સસરાએ જે મર્યાદા બાંધી આપી હોય, તે પ્રમાણે ચાલવું. પતિની મરજી શિવાય ડગલું પણ બહાર નહિ ભરવું, કદી પોતે ખુદ ઇંદ્રના ઘરની અપ્સરા હોય, અને પતિ કદાચ કદરૂપો હોય, તો પણ તે માટે દીલગીર ન થતાં, પરમેશ્વરનો પાડ માનવો, અને તેની શેવા ચાકરીમાં હાજર રહેવું. એવી પરમેશ્વરની આજ્ઞા છે,

" લાવ તેમને એક પત્ર તો લખું " એમ કહી પ્રેમગૌરીએ નીચે પ્રમાણે પત્ર લખવો શરૂ કર્યો.

તા. ૧૪

શિરછત્ર, પ્રાણાધાર પતિ રમણલાલ.

( મોહનજીએ મોકલ્યું એ રાગ ),

પ્રિતમ તમે આમ શું રે રીસાવો,
ખબર નવ પત્ર દ્વારાએ કહાવો;
લીધો નથી હજુ એકે લ્હાવો;
પ્રિતમ તમે આમ શુ રે રીસાવો; પ્રિતમ. ૧
આવી વર્ષા રૂતુ પુષ્પ બેઠાં,
વિરહી સ્રીનાં ચિત્ત ચિન્તામાં પેઠાં;

મારા સર્વ ઉમંગ હેઠા બેઠા                                    પ્રિતમ. ૨
સર્વે સાહેલી સાસરીએ ચાલી,
થાશે ત્યાંહી પતિને વહાલી;
નાંખે મે'ણું થકી મૂને બાળી                                  પ્રિતમ. ૩
થઈ ભુલશું એવીજ ભારી
નાથ મેલો વિસારી શું નારી;
આશું રીત દીસે તમ સારી                                      પ્રિતમ. ૪
હતી પ્રાણ પ્યારા તહીં જ્યારે,
પુછ્યા વિણ પાય ધરતી ન ત્યારે;
તોયે રીસાવો શું વારંવારે                                    પ્રિતમ. ૫
કામ ઘરમાં કદી નવ હોયે,
પાડોશી ઘેર જાતી નવ તોયે;
વદતી કડવો શુકન નવ મોંયે                                    પ્રિતમ. ૬
હરનિશ આપ સેવન કરતી,
રાત્રી દીન આપનું ધ્યાન ધરતી;
આજ્ઞા આપો ત્યાંહીજ સંચરતી                                પ્રિતમ. ૭
કહો વિયોગ કેમ સહેવાયે
છતી આંખે અધા કેમ બનાયે,
પતિ વિણ કહો કેમ રહેવાયે                                   પ્રિતમ ૮

કદી ભુલ થઇ મારી હોયે,
માફી દેવી જોઈએ પ્રભુ તોયે;
રંકને આવી શીક્ષા ન હોયે પ્રિતમ. ૯
( યુવરાજ ),

લી.

રંક દાસી પ્રેમગૌરીના પ્રણામ.

પત્ર લખી પોષ્ટમાં મોકલ્યો, તેટલામાં એક પોષ્ટમેન આવ્યો અને "બળવંતરાય વૈકુંઠરાય, દેસાઇ," કહી કાગળ નાંખી ચાલતો થયો, પ્રેમગૌરી તરત બારીએ આવી, કાગળ દીઠો, લઇ વાંચ્યો, અને પોતાના પીતાના ટેબલપર મૂક્યો, આ વખતે બળવંતરાયનીચે હતા તે ઉપર આવ્યા, પ્રેમગૌરી ત્યાંથી ખશી જોડના રૂમમા (Room) દાખલ થઈ ગઈ, શેઠે કાગળ વાંચી પોતાની પત્નિને કહ્યું કે પ્રેમગૌરીને સાસરેથી પત્ર આવ્યો છે, તેમાં લખે છે કે મોકલી દેજો, અને હમે સ્ટેસને આવીશું,

"કેમ! મોકલવી કે ન મોકલવી! ત્હારો શો વિચાર છે,"

વિજયાલક્ષ્મી—મોકલવી! અત્રે આવે ઘણા દીવસ થયા પુત્રી મોટી થઇ, એટલે સાસરેજ શોભે, તેમાં આ

પાણી પણ શોભા છે, જમાનો ખરાબ છે ! છો જાય. મોકલો,

" સારૂ ત્યારે તું બધી તૈયારી કરજે, અને એને ક હેજે કે તૈયાર થાય, " આટલું કહી બળવંતરાય ચાલતા થયા, તરતજ વિજયાલક્ષ્મીએ પ્રેમગૌરી ! પ્રેમગૌરી ! ક હી બુમ મારી,

" કેમ માતાજી શું કહો છો ! "

તારે સાસરેથી કાગળ આવ્યો છે, તેમાં તને તેડાવે છે, માટે તૈયાર થજે કાલે જવાનું છે, એવું વિજયાલક્ષ્મી એ કહ્યું,

" સારૂ " બોલી પ્રેમગૌરી ઉપર ચડી, હર્ષભેર પો તાનાં કપડાં કબાટમાંથી કાઢયાં, અને તૈયાર થઈ, વિજયા લક્ષ્મીએ પણ તેને જોઈતી ચીજોનો બંદોબસ્ત કરી આ પ્યો, અને કેટલીક ઘટતી શીખામણ આપી, બીજે દીવસે સવારની ટ્રેનમાં રવાના કરી....

આણી તરફ રમાને પણ પત્ર મળ્યો, આ સઘળી બીના પોતાની માને કહી, તૈયારી કરાવરાવી, બે વાગ્યાનો ટાઇમ થયો, ચંદુલાલ, રમા, તથા તેની મા; સ્ટેશન પર આવ્યાં, અને રમા સજળ નેત્રે વિદાય થઇ....

પહેલી પ્રેમગૌરી અને પછી રમા મને વારા ફરતી આવી પહોંચ્યાં, અત્રે આવ્યા પછીથીજ; પ્રેમગૌરીને ખબર પડી કે, પોતાના સ્વામીએ બીજીવારનું લગ્ન કીધું છે, જો કે બળવંતરાયને આ બાબતની ખબર હતી, પરંતુ પુત્રી સુખાય માટે તેના દેખતાં ઘરમાં વાત કરી નહિ હતી, પ્રેમગૌરી ઘણી દીલગીર થઈ, પણ સમજુ હોવાથી તથા સારી કેળવણી પામેલી હોવાથી સંપસંપીને વર્તવું, એવોજ વીચાર રાખી શોકાગ્ની દુર કરી હયાંજ રહી,

રમા અત્રે આવ્યા પછી રમણુલાલ પ્રેમગૌરીને ઘણા તિરસ્કાર કરવા લાગ્યો; રમા ખાઇપીને બેશી રહેવું તથા વિનોદ વાતો કરવી તેજ શીખી; ઘરનું સઘળું કામકાજ પ્રેમગૌરી તથા ગંગાબાઇનેજ માથે હતું, હવે પોતે વૃધાવસ્થાએ પહોચ્યાં હતાં, તેથી શા માટે કોઇને કડવો શુક ન કરવો પડે ! મારે કેટલા કાળ કાઢવા છે, એમ ધારી ગંગાબાઇ ગમ ખાતાં હતાં, " મર્કટને વળી મદીરા પીએ, " તેની માફક રમણુલાલનો સંસાર તંત્ર ચાલતું હતું, રમાપરનો ગુસ્સો પ્રેમગૌરી પર ઉતરવા માંડયો, દર રોજ પુષ્પાંજળીથી પતિએ પત્નિની પુજા કરવા માંડી, તથા વચનોના વજ્ર પ્રહાર કરવા માંડયા, પણ ધૈર્યશીળ.

પ્રેમગૌરી સઘળુ સહન કર્યા કરતી હતી, ને ધારતી કે પીયરની પાલખી કરતાં સાસરીયાંની શુળી સારી છે, પીયરનું સુખ સાસરે કામનું નથી, માબાપ કયાં સૂધી પુરૂ કરે ! માબાપે જન્મારાનો સાથી ખોળી આપ્યો, હવે તે સારોકે નઠારો તે આપણા નશીબપર આધાર રાખે છે, એમ વિચારી મુગે મોઢે સહન કર્યાં કરતી હતી, પ્રેમગૌરી તથા રમા વચે સારો પ્રેમ હતો, જો કે બન્ને સોકયો હતી, પરંતુ મુદ્દલ ઇર્ષા ભાવતો હતોજ નહિ, એક એકને દુખે દુ:ખી થાય તેમ હતું....

રમણલાલે, રમાને સઘળી તરફની સ્વતંત્રતા આપી જેથી વાત બગડવા માંડી, રમા મોઢે ચઢી વાગી. વાંચક તને યાદ છેકે અધુરોજ ઘડો છલકાય છે "— संपूर्ण कुंभो न करोति शद्बंम्"પાંચ સાત માસ આ પ્રમાણે સૂખમાં વ્યતિત થયા, ચંદ્રકાન્ત જે રમણલાલનો મીત્ર થાય છે, તેને વાંચકો ઓળખતા હશે.

રમણ તથા ચંદ્રકાંન્ત વચ્ચે અપુર્વ પ્રેમ હતો, તેથી ચંદ્રકાંન્ત ઘણાજ ભાગે રમણલાલને ત્યાંજ રહેતો હતો, બંને વચ્ચે લેશ માત્ર જુદાઇ હતી નહિ, રમાએ ધીમે ધીમે ચાળા, ચેષ્ટા, તથા હાવભાવ ચંદ્રકાંન્ત પ્રત્યે કરવા

માંડયો, તથા ધીમે ધીમે રમણીય બોલથી તેનુ મન હ
રણ કરવાની કોશીશ કરવા માંડી, પણ સઘળુ મીથ્યા ગ
યું, જો કે ચંદ્રકાંન્ત એક વિષયી માણસ હતો, એમ ક
હીએ તો ચાલે, પરંતુ આ સ્થળે તેણે પોતાની ચિત્તવૃતી
સાફ રાખી હતી, એમતો તે સમજુ માણુસ હતો, આટ
લાં આટલાં કારસ્તાન કર્યાં પણ ચંદ્રકાત ડગ્યો નહિ. એ
ક દીવસ રાત્રીના બાર વાગ્યા, રમણલાલ ઘસ ઘસાટ ભ
ર નિંદ્રામાં પડયો હતો. તથા ચંદ્રકાન્ત પણ પાસેના રૂ
મમાં ( Room ) પડેલા પલંગપર આમતેમ આળોટતો
હુતો,

આ અમુલ્ય તકનો લાભ લઇ, રમા ધીરી રહી ઉ
ઠી, ચુપકીથી ચંદ્રકાન્ત વાળુ બારણું ઉઘાડી અંદર દાખ
લ થઇને બારણું બંધ કીધું, અને પલંગ પાસે આવતાં
આવતાં બોલી.

“ કેમ ચંદ્રકાંન્તભાઈ ! જાગો છો કે ! ” રમાએ
ધીરેથી કહ્યું,

“ હા ! કેમ કાંઇ કામ છે ! ”

“ ના ! એતો મને ઉંઘ ના આવી ત્યારે મેં જા
ણ્યું લાવ જરા ત્યાં જાઉં ! તમને ઉંઘ નથી આવતી !

ક્યાંથી આવે ! એકલા પડયા એટલે ક્યાંથી આવે, " એમ કહી મશ્કરી કરવા માંડે,

" ના ! ના ! એતો જરા વિચારમાં પડયો હતો, તેથી ઉંઘ ના આવી "

" તમે પણ વિચાર રાખો છો ખરા કે ! કેમ તમારો વિચાર છે? આવો ત્યારે ઉંઘ ન આવતી હોય તો આપણે બાજી રમીએ " રમાએ કહ્યું.

" ના ! ના ! રાત બહુ ગઇ છે, જે થાય તે સવારે, એમ કહી ચંદ્રકાન્ત પાસુ ફેરવી સુતો,

રમાએ કહ્યું—કેમ મારૂ કહ્યું નહિ માનો ? બસ નહિ માંનો કેમ , જો જો ? હો,

" સારૂ જાવ, નથી માનતા, " ચંદ્રકાંતે જવાબ આપ્યો,

રમા—સવારે કાંઇ નવા જુની થશે, હો ? માટે માનો ! નહિ તો પસ્તાવું પડશે, આ ચાલી ? વખત છે, હજુ વિચારો ? પરિણામ સારૂ નહિ આવે માટે માનો !

" સારૂ જાવ ! જે થાય તે કરી નાંખજો, " ચંદ્રકાંતે કહ્યું,

જો ! જો ! ત્યારે શું થાય છે ! એમ કહી રમા અત્રેથી નીકળી પોતાના હોલમાં દાખલ થઇ, અને સૂતી સૂતી વિચારવા લાગી કે, ચંદ્રકાન્ત તારૂ નશીબ ફુટ્યું છે તું મારી મરજીને આધીન થઈ વરત્યો હોત તો, મોજ મઝા કરત. અને ફુલડે પુજાત, અને આમ તારી હઠમાં ખરાબ થઇશ, હજું તું સ્ત્રી ચરિત્રથી માહેર નથી, લાવ તેને બીજી વખત સમજાવું, એમ કહી તેના ઓરડામાં ગઇ. કેમ નહિ માનો ! આવો વખત નહિ મળે ! હાથ આવેલો હિરો શું કામ ગુમાવો છો ! સોનાની જાળ શા માટે પાણીમાં નાંખો છો, વિચારો !

" સારૂ જાવ ઉંઘવા દો, તમારાથી થાય તે કર જો. " ચંદ્રકાંન્તે કહયું,

રમા ગુસ્સામાંને ગુસ્સામાં ચાલી ગઇ, બારણું બંધ કર્યું, ચંદ્રકાન્તે ઉઠી બારણે સાંકળ મારી, અને કાંઈક લખવા બેઠો. રમા આ સઘળુ એક છુપી જગ્યાથી જોયા કરતી હતી, કાગળ લખ્યો, અને પથારી તળે મુકયો. અને નિંદ્રાધીન થયો.

રમા પણ કાગળ લેવાનો સવારમાં નિશ્ચય કરી. સુઈ ગઇ,

બીજો દીવસ થયો ચંદ્રકાન્ત ઊઠી ઘેર ગયો, રમા એ તેનો લખેલો પત્ર વાંચ્યો અને બપોરે લઇ લઇશ, એમ ધારી તેજ જગોએ મુકયો, અને બડબડવા લાગી, " શું ! ચંદ્રકાંન્ત મને ફસાવવા માંગે છે, ! શું હું તે ના પંજામાં ફશાઇશ, ? કદી નહિ, હું કાળી નાગણ છું તે ચંદ્રકાંન્તને કયાં ખબર છે, ! મને છેડી એ કયાં ર હેવાનો છે, શું ઉંદર બીલાડી પકડે; એ સંભવિત છે, ન હિ ! નહિ ચંદ્રકાંન્ત હવે તારૂ આવી બન્યું એમ સમ જજે " વિગેરે વિચારો કરતી રમણભાઇ પાસે આવીને બોલી,

" સ્વામીનાથ ! હું આપને એક વાત કહેવા માગુ છું, "

" બોલ શુ છે " જલદીથી કહી નાંખ.

રમાએ તરતજ રડી દીધુ, સ્ત્રી ચરિત્રનો ખેલ શરૂ કર્યો. અને ડસકાં પર ડસકાં ભરવા માંડયાં,

" વહાલી રડે છે કેમ ! કોઇએ તને કાંઇ કહયું છે , કે માતુશ્રીએ ઠપકો આપ્યો છે, " રમણે કહયું,

" ના વહાલા ના ! એક મહા ભારત દુઃખ આવી પડયું છે, તે એ છે કે કાલે રાત્રે તમે નિંદ્રાધીન થયા,

તે વખતે ચંદ્રકાન્ત પાસેના ઓરડામાંથી અહીં આવ્યો અને મારી મતી ફેરવવા સમજાવી મેં ના પાડી, ત્યારે આખરે મારાપર બળાત્કાર કરી આબરૂ લેવા માંડી, આવાજ માણુસની ભાઇબંધી રાખજો. આ વાત સાંભળી રમણ અત્યંત ગુસ્સે થઈ ગયો, અને રાતો પીળો થયો, અને વિચારવા લાગ્યો,

" કોણ ! ચંદ્રકાંત અરેરે દુષ્ટ પાપી આ તને શું સુઝયું, નકકી તારૂ આવી બન્યું; તેથીજ તારી મતી ભ્રષ્ટ થઈ ચંદ્રકાન્ત તું મારો મિત્ર થઇ મારાજ પગમાં કુહાડો મારવા ધાર્યો, ધિક્કાર છે તને, ઠીક છે, આજ રાત્રે હું તેની વાત કરીશ ! શું વાત કરીશ, કાંઈ વહાલી રમા જુઠુ બોલે ? નહિ નહિ, ચંદ્રકાન્ત તેં સુતેલા સીંહને જગાડયો છે, તો તે માર્યા વિના કેમ મુકશે ! તેનો તેં મુદ્દલ વિચાર કર્યો હતો, સારૂ આજ રાતે વાત છે !

સારૂ વહાલી ! આજ રાતે હું તેનો બંદોબસ્ત કરૂ છું, રમણે રમાને કહયું, અને ચાલ્યો ગયો, પાંચ વાગ્યા, છ વાગ્યા અને રાત પડી.

નિરદોષ ચંદ્રકાંન્તને આ વાતની માલુમ નહિ હતી તે એમ નો'તો ધારતો કે રમાએ આવા કાવત્રાની જાળ

પાથરી છે. તે રમાને અત્યાર સુધી ભોળી ધારતો હતો, પણ " ભોળુ તે ભુંડાનો ભાઇ " તેની માફક થયું. રાત ના આઠ વાગ્યા, ચંદ્રકાન્ત આવ્યો, રમણ પાસે ઘડીવાર બેઠો, અને પોતાના રૂમમાં જઈ રાત્રીનો ઉજાગરો હોવા થી સુઈ ગયો, ભર નિંદ્રામાં પડયો, બરાબર સાડા અગી યારનો અમલ થયો, સઘળે શાંન્તિ પ્રસરી રહી છે.

પવનની શીતળ લહેરો આવ્યા કરેછે, ચંદ્ર પોતાની પુર્ણ કળાએ સૃષ્ટીને દે દિપ્યમાન કરી રહયો છે, તે વ ખત રમણલાલ ઉઠયો. અને કબાટ ખોલ્યું, માંહેથી એક ઝગઝગતો છરો કાઢયો; અને પોતાની બાંહયમાં રાખી; ચંદ્રકાંન્તના રૂમનું બારણું ધીમેથી ઉઘાડી અંદર દાખલ થયો; દીવાની બત્તી જરા વધારી, પલંગની ડાબી બાજુ એ ઉભો: બાંયમાં સંતાડેલો છરો કાઢયો, અને બોલ્યો, ચંદ્રકાન્ત ! ચંદ્રકાન્ત ! લે તારી પાપ રૂપી વાસનાનો બદલો એમ બોલી તેણે હાથમાંના છરાથી તેના ગળાપર એક સજ્જડ ઘા કર્યો, તે એક ચીચીયારી પાડી ધબાક લઇને ભોંય પર પડયો અને દેવશર્ણ થયો;

રમણલાલ આ પ્રમાણે ચંદ્રકાન્તનું ખુન કરી. પોતા ની ધારણા સફળ થઇ સમજી, બારણાં બંધ કરી બહા,

માંડ્યો, તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા—કાળજું ફડફડવા લાગ્યું—કોઇએ દીઠો તો નહિ હોય તેવી ધાસ્તી ઉત્પન્ન થઈ અને જાણે કીધેલા આ ભયંકર કૃત્યથી કંટાળો પામ્યો હોય, તેમ ધાસ્તીનો માર્યો બીછાનામાં આવી સુતો; પા કલાક થયો અડધો થયો; અને પાછો ઉઠયો, તે ઓરડામાં ગયો ગળામાંથી છરો ખેંચી કાઢયો. રમા પાણીનો લ્યા લો લાવી, છરો ધોઇ સાફ કરીને તાકામાં મુકયો, ઓરડે તાળુ માર્યું; અને પછી બન્ને જણા નિદ્રાધીન થયાં.

## પ્રકરણ ૧૦ મું.

જેવી જેની યોગ્યતા કૃતીપણ તેવી હોય,
કરે ન માઠું સૂજાનકો ભલૂ ન દુરજન હોય, (ગુ.વિ.પ્ર.)

પરોઢ થયુ ચાર વાગ્યા; ચંદ્રકાંન્તના લખેલા કાગળની યાદ રમાને આવી, જો એમણે કાળ દીઠો તો ભોગ મળ્યા, એમ ધારી રમા વહેલી ઉઠી; તરતજ ચંદ્રકાન્તવાળા ઓરડા તરફ આવી, તાળુ મારેલુ દીઠું, એ બાકળી થઇ ગઈ; પગ ધ્રુજવા લાગ્યા; હવે શું કરવું તે વિ

ચારમાં પડી; જો તેમના હાથમાં કાગળ ગયો તો ભોગ મળશે; ચંદ્રકાંન્તના જેવીજ મારી ગતી સમજવી; તેમનો મિજાજ વિચિત્ર છે; મને નહિ છોડે, શું કરવું ! આહીંથી રવાના થયા વિના છુટકો નથી, કયાં જવું વિગેરે વિચાર કરતી કરતી કબાટ પાસે આવી, ધીમેથી કબાટ ખોલ્યું, દાગીનાનો દાબડો કાઢયો, કેટલાક પહેર્યા; અને દાબડો લીધો; તરતજ પેટી ઉઘાડી માંહેથી બે સાલ્લા લીધા, તેની અંદર દાબડો વીંટયો; પેટી બંધ કરી તરત નીચે ઉતરી, બારણું ઉઘાડી રવાના થઇ, દરવાજા નજીક આવી, કેણી તરફ જવું; સીધી જઉ તો કોઇ પકડી પાડશે, રખેને કોઇ દેખશે, કાંઇ નહિ; ! મરણના ભયથી તો બચી, ! નહિ તો ચંદ્રકાંન્તના મરણનું તહોમત મારેજ માંથે આવત, અને મારે આગળ દોરાવું પડત ! ઠીક થયું, પરમેશ્વર સૌ સારાં વાંનાં કરે છે, ડાબા હાથ તરફનો રસ્તો ઉજડ છે, ત્યાં આછી વસ્તી છે, માટે તેજ રસ્તે જવું ઠીક છે, આમ વિચાર કરતી રમા ડાબા હાથ તરફ ચાલી, ને સુર્યોદય થતાં પહેલાં બે ચાર ગાઉ નીકળી ગઇ,

સવારના સાડા પાંચ વાગ્યા રમણ વહેલો ઉઠયો,

રમા નીચે ગઇ હશે એમ ધારી ચંદ્રકાન્ત વાળો ઓરડો ખોલ્યો; તરતજ મુડદાની ગાંસડી બાંધી, ગાડી જોડાવી ફરવાને બહાને રવાના થયો, ગંગાબાઇ આ વખતે અંદર ના ઓરડામાં ઉંઘતાં હતાં; તેથી તેમના જાણવામાં આ બાબત આવી નહિ; એક સૈલ ગાડી પુર સપાટે નિકળી ગઈ, મુડદુ ફેંકી દીધું, અને તરત પાછા ફર્યા, ઘેર આ વ્યા; આઠ વાગ્યા; દશ વાગ્યા, ચંદ્રકાંન્ત અત્યાર સુધી ઘેર કેમ નહિ આવ્યો, સવારના પહોરમાં આવે છે ને, શું થયુ હશે, એની તબીયત સારી નહિ હશે; કે કેમ, વિગેરે તેની માએ વલોપાત કરવા માંડયો, તરતજ રમણ ને ત્યાં ખબર કાઢવાને માણુસ મોકલ્યુ, જવાબ મળ્યો; અહિં નથી રાતના અહિં આવ્યા નથી; સઘળે ખોળાખો ળ થઇ રહી; કાંઈ પત્તો લાગ્યો નહિ. સઘળાં ફીકર કરવા મંડયાં, ઠેર ઠેર તપાસ કરાવી ઘેરથી કાંઇ ટંટો કરીને ગ યો નથી; રાતનો ગયો છે; વિગેરે ચર્ચા આખા શહેરમાં થવા માંડી; એવામાં એક માણુસે આવી ખબર આપી કે રસ્તાંમાં કોઇનું મુડદુ પડયૂ છે, તરતજ અહીંથી બેચા ર પોલીશને લઇ સઘળા તે જગ્યાએ ગયાં. મુડદુ મળ્યું માત પીતા અતિશય વિલાપ કરવા લાગ્યાં. રમણલાલ પ

ણુ ત્યાં આવ્યો, તે અતિશય રોવા તથા દીલગીરી પ્રકાશીત કરી આક્રુંદ કરવા લાગ્યો. મુડદાને શહેરમાં લાવવામાં આવ્યું. પંચકેશ કર્યો અને બાળવાની રજા આપી,

બીજે દીવસે રમણુલાલ તેનાં માત પિતાને કેટલોક દીલાસો આપી, મિત્ર રત્ન માટે પોતાની દીલગીરી જણાવી, ઘેર આવ્યો વાસેલો ઓરડો ઉઘાડયો, અને પલંગપરની લોહીથી ખરડાયલી ચાદર ઉપાડી. તરતજ માંહેથી એક પત્ર મળ્યો તે રમણુલાલે વાંચવા માંડયો.

ભાઈ રમણુલાલ

" રાત્રીના બાર વાગે આપ નિદ્રાવસ થયા. તે વખતે રમા ભાભી મારા ઓરડામાં આવી, પોતાની દુષ્ટ ધારણા પાર પાડવા મને સમજાવ્યો, તેનો મારા તરફથી અનાદર મળતાં ગુસ્સામાં મને ધમકાવી; પોતાની આબરૂ લીધાનુ તહોમત મારાપર મુકવાનુ કહ્યું પણ મેં તે બાબતગે ઈનકાર કર્યો, તેથી પોતે નિરાશ થઇ; ચાલ્યાં ગયાં પરમેશ્વર મને સદ્દબુદ્ધિ આપો, આ વાતમાં તમને તે ગમે તેમ સમજાવે; પણ હું પરમેશ્વરપર પ્રતિજ્ઞા લઇને કહું છું કે નિરદોષ છું.

તા. ૧૫ લી. નિરપરાધી.

બનેલા બનાવથી ચિંતાતુર ચંદ્રકાન્ત.

રમણને રામ રામ ગુસ્સો વ્યાપી રહ્યો, અરેરે મારા મિત્રનું ખુન કરાવનાર દુષ્ટા ! તેંજ મને આવું સમજાવી રત્ન ગમાવરાવ્યું છે; ધિક્કાર છે તને ! તારાં આવાં પ્રપંચ મેં નોહોતાં જાણ્યાં, મારા હાથેજ મેં મારા પગમાં કુહાડો માર્યો, હાય ! હાય ! મારૂ જમણુ નેત્ર મેં મારા હાથે ફોડી નાંખ્યું; દુષ્ટ સ્ત્રી ? હું શું જાણુ કે આ સઘળુ તારૂ પ્રપંચ છે; વિગેરે પસ્તાવો કરતો બહાર આવ્યો. તોકબાટ તથા પેટી વીગેરે સઘળાં ખુલ્લાં દીઠાં, આ સઘળુ ઉઘાડું કેમ; કોણે ઉઘાડયું હશે ! કુંચી તો મારી પાસે છે; વિગેરે બોલતો બોલતો બેબાકળો થઇ ગયો, કાંઇ સુઝ પડી નહિ. તરતજ રામા ! રામા ! કહી બૂમ મારી એક નોકર હાજર થયો.

" તારાં શેઠાણીને બોલાવ ! " રમણે કહયું.

તરતજ રમાબા ! રમાબા ! કહી રામાએ બે ચાર બુમો પાડી; પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ " અહીં તો સાહેબ નથી રામાએ જવાબ આપ્યો;

રમણે ઘરમાં શું ! શું ગયૂ. તેની તપાસ કરવા માંડી ! રૂ ૧૦૦૦૦) ના દાગીના ચોરાયા તરતજ પ્રેમગૌરીને બોલાવી, રમા કયાં છે ! રમા કયાં છે.

" મને ખબર નથી; " પ્રેમગૌરીએ કહ્યું.

" જા બાને પુછ " કહી રમણે પ્રેમગૌરીને નીચે કાઢી. ગંગાબાઈએ જવાબ આપ્યો, મને ખબર નથી; ગઈ ! નાસી ગઈ ! દાગીના લઇ જતી રહી ! એમ ગડબડાટ આખા ઘરમાં ફેલાઇ રહયો; ગંગાબાઇ બેશુદ્ધ થયાં; વિલાપ કરવા લાગ્યાં, આખા ગામમાં શોર બકોર થઇ રહયો. રમા દશ હજારના દાગીના લઈ નાશી ગઇ! વિગેરે ચર્ચા જ્યાં ત્યાં ઠેર ઠેર સંભળાવા લાગી. ચંદ્રકાન્તને તથા રમા બન્ને સીધાવે એક, બે, ને ત્રણ દિવસ વિત્યા સઘળાં રડી કકળીને રહયાં.

ચંદ્રકાન્તના શોક કારક મ્રત્યુને માટે સઘળાં દીલગીરીમાં ગરકાવ થઈ ગયાં, સરકાર તરફથી સઘળે ખાસ બંદોબસ્ત થયો;દરેક માણુસની ગામ બહાર આવતાં જતાં જડતી લેવી એવો ઠરાવ કરી સઘળે પેરો મુકવામાં આવ્યો.

આ વખતે રમણુલાલ અહીંથી ચંદ્રકાન્તનાં લોહી ચાળ લુઘડાંની પોટલી બાંધી. રસ્તામાં ફેંકી દેવાના વિચારથી હાથમાં પોટલી અને પુર સપાટે ચાલતો આવ્યો દરવાજા નજીક આવતાં સીપાઈએ બૂમ મારી.

" ખડા રહો ! કીધર જાતે હય ! દેખને દો !

તુમેરી પાસ કયા હય ! ”

રમણે દમભેર જવાબ આપ્યો. કયા હય ! હુમેરી પાસ કુચ નહિ હય ! જાને દો ?

“ નહિ તુમેરી જડતી લેવામાં આયગી ? હમ કુ બતાવ, ખોલો તુમેરા પોટલા પીછે ચલે જાવ ! ”

આ શબ્દોથી રમણના મુખપર શ્યામ છાયા પ્રસરી ગઈ ચેહેરો કાળો પડી ગયો, જવાબ આપતાં ગલ્લાં તલ્લાં થવા માંડયાં; પગ ધ્રુજવા માંડયા. અને બોલ્યો. સા——બ——જાને દો ? હમારી પાસ કુછ નહિ હયા એમ કહી રમણે તેના હાથમાં એક રૂપીઆ મુકયો.

“ નહિ ! નહિ ! હમ એસે કામ કરતે નહિ હય !” તરતજ રમણની પોટલી લીધી, અને છોડી રમણલાલનાં મોતીયાં મરી ગયાં, અંદરથી લોહીયાળ લૂઘડાં મળી આવ્યાં રમણલાલને ગુન્હેગાર તરીકે પકડ્યો. અને કોર્ટમા મોકલવામાં આવ્યો.

વહાલા વાંચક ! ચાલો હવે આપણે જરા રમાની ખબર જોઈએ, સુર્યોદય થતાં રમા ચારેક ગાઉ નીકળી ગઇ, અને આગળ ચાલી સવારના દશેક વાગતાં તે એક શહે

રમાં આવી પહોંચી પોતાની પાસે અમુક રોકડ રૂપીઆ હતા તેનુ બજારમાંથી ખાવાનુ લીધું. અને ગામ બહાર આવી ખાઈ પીને આગળ ચાલવા માંડયું. શહેર છોડી દોઢેક ગાઉ આગળ ચાલી. માથાપર દાગીનાની પોટલી મુકી ચાલી જતી હતી. રસ્તામાં એક લૂંટારાની ટોળી મળી. રમાને એકલી દેખી પોટલી ખુંચી લીધી, અને ઉંટ પર નાંખી તેમનો સરદાર ચાલ્યો ગયો, અઘોર અરણ્યની એક ગુફા આગળ ઉંટ રાખ્યું; તરતજ દસ પંદર તેના સાથીઓ બહાર આવ્યા, રમા અતિ આક્રંદ કરવા લાગી; સરદાર તેને એક ઝુંપડીમાં લઈ ગયો. રમાને દ્રઢ આશ્વાશન આપ્યું. અને ફળ ફળાદી તેના મોં આગળ મુક્યાં, પણ તે ખાધાં નહિ. ફકત જળ પ્રાસન કર્યું.

" તમે કોણ છો ? મને અહીં શામાટે આણી છે તમે સું કરવા ધારો છો, વિગેરે સવાલો રમાએ પુછવા માંડયા,

તે ટોળી માંના એક માણસે જવાબ આપ્યો, અમે લુંટારા છીએ; આસપાસનાં ગાંમડાં લુંટી અમે અઢળક ધન એકઠું કર્યું છે, આ અમારા સરદાર સાહેબ છે, હવે તમે અહીં ખુશીથી રહો, અને મોજ મજા કરો,

રમાએ તેના જવાબમાં એક પણ શબ્દ આપ્યો ન હિ; રાત પડી સઘળાં નિદ્રાવસ થયાં; રમાએ ઉઠી બહાર જોયુ તો. બે ચાર માણુસો ધુણી શળગાવી બેઠા હતા, અને એક બે જણ પેરો ભરતા હતા; પાછી સુતી આ પ્રમાણે બે ત્રણ દીન વ્યતિત થયા; ચોથા દીવસની રાત્રી થઇ બે વાગ્યાનો સુમાર થયો, સઘળા નિંદ્રાવશ થયા હતા, પેરેદારો પણ ત્યાંના ત્યાં લાંબા થયા હતા, તેમનાં નાક ઘસઘસાટ ચાલતાં હતાં. સર્વત્ર શાંતી પ્રસરી હતી, આ તકનો લાભ લઈ રમા ઉઠી, ખીલીએ ભરાવેલી તરવાર લીધી; અને સરદાર અભયસિંહનું મૂસ્તક ધડથી જુદ્દ કરી નાંખ્યું, ત્યાંથી પોતાની પાસેના તથા હાથમાં આવ્યા તે દાગીના લઇ રમા ચાલી નીકળી; સવાર થતાં રમા ભર જંગલમાં ચારેક ગાઉ આવી પહોંચી, રસ્તામાં એક નદી આડી આવી; નદી ઓળંગી સામે પાર શી રીતે જવું તે વિચારમાં પડી; તરત કાછડો વાળ્યો, દાગીનાની પોટલી પોતાની કમરપર કશીને બાંધી; અને નદીમા પડી નદી પુર જોસમાં વહેતી હતી; તેમાં તણાતી ચાલી; અડધા કલાક પછી એક લાકડું તેના હાથમાં આવ્યું તે લઇને તરવા લાગી; પરમેશ્વરની પુર્ણ મહેરબાનીથી

નદીનો પટ નાનો આવ્યો, રમા બહાર નીકળી અને થા કથી જમીન પર બેશાન થઇ પડી અડધા કલાકે સ્મૃતિ આવી ત્યાંથી પાસેના શહેર તરફ પલાયણ કીધું. તે શહેરમાં આવી પહોંચી, ધર્મશાળામાં મુકામ કર્યો, ત્યાં એક મુશલમાન મુશાફર ઉતર્યો હતો, તે રમાને જોઈ તેના પર મોહિત થયો; રમાને સમજાવી તેણે પોતાની દુષ્ટ ધારણા પાર પાડી; અને આખરે પોતાના ગામ તરફ રમાને લઇ પલાયણ કીધું. રસ્તામાં એક જગાએ મુકામ કર્યો, આ વખતે રમાની પાસે આશરે બાર હજારના દાગીના હતા; તથા કેટલાક પરીધાન કરેલા હતા; તે જોઇ મીયાંસાહેબના મોંમા પાણી આવ્યું. અને દાગીના શી રીતે લેવા તે સબંધી વિચારવા લાગ્યા.

"જ્યાં તક એ રંડી જાગતી હય, વાં તક એ દાગીના અપને હાથમેં નહિ આને વાલા; સાલી હેતો કોઇ પૈસાદારકી ઓરત ! મગર કાયકુ એસી હાલતમાં રખડતી ફીરતી હોયગી ! ખુદાકુ માલુમ ! અછા ! એક બીચાર આતા હે ! જબ નિશા પડે તબ ઈસકી બાત હે.

સાલી દાગીના બહોત લાઇ હય ! મગર ઈસકા ઠીકાના કરકે અપન દાગીના લેકર રવાના હો જાઈગે. કો

ન સાલા પુછને વાલા હય ! આવો નક્કી વિચાર કર્યો, રાત પડી રમા દીવસના થાકથી લોથપોથ થઇ નિંદ્રાધીન થઇ. રાત્રીના બારનો સમય થયો; મીયાંસાહેબ ઉઠયા. બીલીએથી તરવાર લઇ રમાનું ડોકું ધડથી જુદુ કરી નાંખ્યું. અને તેની પાસેના તથા શરીર પરના દાગીના ઉતારી લીધા. અને તેનું મુડદુ કુવામાં ફેંકી દીધું. અને સર્વે સમેટી વિદાય થયા.

---

## પ્રકરણ ૧૧ મું

---

## સેસન કોર્ટ.

A sinful man can never escapo punishment,

જે કરશે, તે ભરશે, કોઇ સું કહેશે.
બાવળ વાવીને આમ્ર સ્વાદ કયમ લેશે.

* * * *

નહિ કેતકી કદીએ ફળશે.
મુક્તા ફળ હંસને મળશે.

* * * *

કરણી તેવી પાર ઉતરણી, કૌતક જગ ઉચરશે. જે.
( ડા. ઘે. ઝ. )

પાપી મનુષ્ય કોઇ દિવસ સુખી થાય, એવું કોઈએ સાંભળ્યું છે ! કદી નહિ. રમણુલાલે કીધેલા કૃત્ય બદલ આજરોજ સેશન કોર્ટમાં નોંધવામાં આવ્યો. તેના પાપી કૃત્યનો બદલો મેળવવા, ગઈ કાલના તેના ચાલેલા કેશનો ઠરાવ સંભળાવવા અત્રે ઉભો કરવામાં આવ્યો રમણુલાલના બચાવ માટે મી. ખંભાતા બેરીસ્ટર હાજર થયા હતા. પણ તેમનાથી તેનો કાંઇ પુરતો બચાવ થઇ શકયો નહિં. જડજ સાહેબ આવી ન્યાયાસને બીરાજ્યા અને ઠરાવ વાંચી સંભળાવવામાં આવ્યો. તેમાં ખુનનો ગુન્હો સાબીત ગણીને તેને પી. કો. ક. ૩૦૨ પ્રમાણે જન્મ કેદની શીક્ષા કરવામાં આવી.



# મ્હારી વસંત.

યાને

## સ્વેચ્છાથી લગ્ન કરનાર પતિ પત્નિનો પ્રેમ.

## પ્રકરણ ૧૨ મું.

વસંતતિલકા વૃત.

હે ભિતીહારી ભગવંત અનંત નામી.
વિશ્વેસ શક્તિ તુજની સઘળે વિરામી
મેં મૂઢ પ્રાણી થકી કેમ શકાય માપી
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી.

સાંજ પડવાનો સમય થયો છે, સૂર્ય નારાયણ પોતાની ઓળગ કદી પેલી દુનિયામાં જવા તત્પર થઇ રહયો છે, વિધવિધ તરેહનાં પૂષ્પો ખીલી રહયાં છે. આકાશ નિલાંબર ધારણ કરી રહયું છે. મેઘ ધનુષ્યની સોનેરી રેષાઓ સ્પષ્ટ જણાય છે, વાદળાંઓ અનેક રંગ બદલે છે. વનસ્પતિ લીલી છમ જેવી જણાય છે. મારૂતદેવ

મહાત પામી થંડા ગાર જેવા થઈ ગયા છે; તેમનુ અપા
ર બળ છતાં અત્યારે બળહીન થયા છે, સૃષ્ટિ સૌન્દર્યની
અપુર્વ લીલા જણાય છે. વનની લીલા તેના કરતાં વિ-
ષેશ છે.

જુઓ ! પેલા વૃક્ષ નીચે કોઈ ઉભું છે ! તે કોણ
છે ? તે સ્ત્રી છે ! યુવાન છે, તેણે સુંદર પોષાક પરીધાન
કર્યો છે, ચહેરો ઉદાશ છે, હોઠે આંગળી લગાડી વિચાર
માં ઉભી છે, તેની ગતિ સ્થીર છે, શ્વેત મુખપર તેજની
પ્રભા છે; તે ચિંતાતુર ચેહેરે વિચાર માળાના મણકા ફે-
રવી રહી છે, તે એકદમ બોલી, “ કેમ નહિ આવ્યા
હોય ! શું નહિ આવે ! આવશેજ વચનના સાચા છે,
કાંઈ કામમાં રોકાયા હશે, આવતાજ હશે ! જરા વાટ
જોઉં મારાપર તેમનો અતુલ્ય પ્રેમ છે. આજ મારૂ માંથુ
દુઃખે છે. લાવ જરા આડી થાઉં. ” એમ કહી વસંત
કુમારી પોતાના બગીચામાં પાસેના બાંક પર સુઇ ગઇ.
પા કલાક થયો, એટલામાં ચંદ્રરાય સઘળા બાગમાં સો-
ધ કરતો કરતો નીચેનું પદ બોલતો ત્યાં આવી પહોંચ્યો.

છે તું સુખ કરનારી, છબી તારી, જોઈ પ્યારી,
જાઉં વારી, બલીહારી— છે તું.

ચંદ્ર સમાન છે કાન્તી તાહરી (૨)
અમ્રત રસની પાનારી— છે તું. (નં૦૯)

આ પ્રમાણે ધ્વની વસંતકુમારીના કાનમાં જતાં અને ચંદ્રરાયના સુકોમળ હસ્તનો સ્પર્શ તેના વદન પર થતાં એકદમ વસંત કુમારી ચમકી જાગી ઉઠી, અને બોલી " કોણ ! મારા વહાલા સુખકર ચંદ્રરાય " અને તેના ચપળ નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુની ધારાઓ નીકળવા માંડી.

" વહાલી આમ શોક કરવાનું શું કારણ છે ! પ્રિયા શાન્ત થા, ત્હારા ચેહેરાની આકૃતિ પરથી જણાય છે કે આપણા સબંધમાં કાંઈ અસુભ બનાવ બનવાનો હોય, યા બન્યો હોય, એમ ભાસે છે, માટે પ્રિયા સત્વર કહે કે, તારૂ મુખાર્વિંદ આવું શા માટે વિહ્વલ છે. "

" વહાલા ચંદ્રરાય ! એ વાતની પ્રસ્તાવના આપને ગઈ મુલાકાતે નહોતી કરી ! " વસંતકુમારીએ કહ્યું.

શું ત્યારે આ હીણભાગીને મારી વસંત બીજાની થસે કે થઈ છે, તે સાંભળવાનું રહ્યું !

" પ્રિયતમ મારૂ વચન આપને યાદ નથી, આપની અર્ધાંગના નહિ કહેવરાવું તો આ દેહનો બીજો કોઇ માલીક થવાનો નથી.

" ત્યારે આટલી બધી ઉદાસીનું શું કારણ છે ! હાં ! હાં ! હવે સમજ્યો, તારા પિતા હવે તને વારંવા ર રત્નરાય સાથે પરણાવા કહેતા હશે, નહિ વારૂં ! "

" હા પ્રિયતમ ! અને તેથી મારા અંતઃકરણમાં એકદમ એવી લાગણી થઈ આવી કે, જો હું આપને તુ રત મળી મારૂ હૃદય ખાલી નહિ કરૂં તો ફાટી જશે. અને તેટલાજ માટે મેં ઓચીંતા આપને બોલાવ્યા, "

" વસંત ! વહાલી વસંત ! તેં કર્યું તે વ્યાજબી જ કર્યું છે, મારા સીવાય હાલમાં આ સ્થીતિમાં તને દીલાસો દે એવું કોણ છે ! "

" આપને મળતાં પહેલાં મારા મનમાં આપને ક હેવાની લાખો વાતો યાદ આવી હતી; હવે જ્યારે આપ ણે મળ્યાં છીએ ત્યારે તે સઘળી ગભરાટમાં વિસરી જા ઉં છુ. "

" તારી ઇચ્છા હોય તો તારા પિતાને પગે લાગી ને હું એટવન્સ તારાને મારા લગ્નની માગણી કરૂં. "

" ના ! ના ! વહાલા. જો જો એમ કરતા, " ગ ભરાટમાં વસંત કુમારીએ કહ્યું. અને ચંદ્રરાયને તુરત જ

ભેગી પડી, દ્રઢ આલીંગન આપ્યું. બાદ બન્ને જણ વિનો દ વાતો કરતાં, પોતાની જગા એક પાસેના બેંચપર લીધી.

આહા ! પવનની શી શીતળ લહેરો આવ્યા કરે છે ચંદ્રમા પણ પોતાના પૂર્ણ તેજથી કેવો પ્રકાશી રહયો છે, ચંદની રાત પણ કેવી ભભકાબંદ ખીલી રહી છે ! નિર્મળ આકાશમાં કોઇ કોઇ સ્થળે ચાંદનીયો ડોકીયાં ક રી રહી છે; પ્યારી વસંત જો ! આ ચાંદની ચંદ્રની પા સે આવવાને કેટલી આતુર છે ! એમ કહી તેની કમરપ ર હાથ નાંખ્યો અને બોલ્યો

ચતુર ચતુરા પેલી ચાંદની જો....
રંગીલા રસીલા રંગમાં રમી લ્યો— ચતુર૦
રમણીક સ્થળ જળ વાયુ જો,
કીરણો પ્રકાશે ખીલવે એકમાં
પરાણે જાણે ઘુંઘટ આપટ ખોલે પ્રિતમજો—ચતુર૦
એવો પ્રાણનાથ...........લુચ્ચો દગાબાજ
હજારો સંગાથ...........ઉભો ભીડે બાથ
પ્રિયા તું કમળ રેક મારે જો—— ચતુર૦

( ડા. ઘો. ઝ. )

આ પ્રમાણે વિનોદ ચાલી રહયો હતો;તેવામાં "ઓ મરી ગઇરે મારાનાથ ! ધાજયો ! ધાજયો !" આ પ્રમાણે એક કારમી ચીસ સંભળાઇ તથા કેટલાક હોકાર થવા માંડયા; તરત ચંદ્રરાય ચમકયો; અને બોલ્યો;

" પ્રિયા ! આ ભયંકર બુમ સંભળાઇ તે તરફ મારે સત્વર જવું જોઇએ. અને તેની વહાર કરવી જોઇએ."

" સ્વામીનાથ "—એમ બોલી વસંતકુમારી બોલવા જતી હતી; તેવામાં ઉપરનો અવાજ ફરીથી સાંભળવામાં આવ્યો, તરતજ ચંદ્રરાય ત્યાંથી સત્વર નીકળ્યો. અને બહાર પોતાના ઘોડાપર સ્વાર થઇ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ઘોડો મારી મુકયો. અને દશેક મીનીટમાં એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યો; તેણે જોયું તો કેટલાક હરામખોરોએ એક રથને ઘેરી લીધો છે. તેની સાથે બે ચાર વળાવીઆ છે. પણ તેઓનું કાંઈ ચાલી શકે તેમ નથી.

ચંદ્રરાય પુર સપાટે ત્યાં આવી પહોંચ્યો. પોતાની બંદુકના બહારથી બે જણને જમીન દોસ્ત કીધા. અને સમશેર ખુલી કરી ઘુમવા મંડયો. કેટલાક મરાયા. કેટલા

કે નાસી ગયા; તરતજ પોતે રથ પાસે આવ્યો. અને જો યું તો એક સુકુમાર વીષ વર્ષની યૂવાન મુગ્ધા બેભાન થ ઈ અંદર પડી હતી. તેની વ્યાલ સરીખી વેણી વીખરાએ લી હતી. હાથમાંનુ કંકણુ બેભાન થઇ પડવાથી બેસી ગ યુ હતું. તેથી હાથપર લોહીની તસરો આવી હતી; ધાસ્તીને લીધે તેના શરીર પરનુ લોહી ઉડી ગયુ હતું. પાસે એક દાસી બેઠી હતી. તે સુદ્ધિમાં લાવવા ઘણો પ્રયત્ન કરતી હતી.

" પાણી લાવો ! પાણી લાવો ! " ચંદ્રરાય બોલ્યો.

તરતજ તેમના એક માણુસે રથના ઓળીયામાંથી ચંબૂ કાઢી અંદરથી શીતળ સ્વચ્છ પાણીનુ પ્યાલું ભરી આપ્યું; તે લઇ ચંદ્રરાય તેના મુખ પર ધીરેથી છાંટવા લાગ્યો; અને પવન નાંખવો શરૂ કર્યો; પા કલાક થયો. પચીસ મીનીટ થઈ. જુઓ ! તે ધીરે ધીરે શુદ્ધિમાં આવતી જણાય છે. ચક્ષુ ફેરવે છે; અને સઘળે નિહાળે છે. " બ્હેન બીસો નહિ. ! હું તમારો ધર્મનો ભાઈ છું. અને મને પરમેશ્વરે તમારી વ્હારે મોકલ્યો છે;"

વિનોદસુંદરી ધીરે ધીરે બેઠી થઇ; અને પોતાની આસપાસ જોવા લાગી. અને બોલી. " ભાઇ ! તમે કો-

શું છો ? તમે અમારી વ્હારે આવી દુષ્ટોના હાથમાંથી અમને મૂક્ત કર્યાં છે. માટે તમારો આભાર માનીએ છી એ. ”

“ બ્હેન ! હું કુસુમપુરના પ્રધાનનો પુત્ર છું. મા રૂ નામ ચંદ્રરાય છે, હવે તમે તમારૂ નામ ઠામ ! તથા ઠેકાણુ કહેશો. કે જેથી હું આપને ત્યાં પહોચતાં કરી, મારો રસ્તો લઉં ! ”

તેની એક દાસીએ જવાબ આપ્યો ભાઇ ! અમે પાસેના વિલાશપુરનાં છીએ. આ અમારાં શેઠાણી થાય છે. અને તે પ્રબોધચંદ્ર શેઠના દીકરા નલીનચંદ્રનાં પત્નિ થાય છે. તેમને પીયરથી તેડી લાવવા માટે અમને ક ક લ્યાં હતાં; રસ્તામાં આવતાં હરામખોરોએ અમને લુંટી લેવા માંડયાં, એ આપે આવી અમારી સહાય કરી, પત્નિ મ કૃપાળુ પરમાત્મા આપને ક્ષેમ કુશળ રાખે.

ચંદ્રરાય—ચાલો ! હવે રથ જોડો, આ ભયંકર સ્થ ળે વધારેવાર ટકવું સારૂ નથી; અહીં ચોરનો બહુ ભય છે. એમ કહી રથ જોડાવ્યો. પોતે ઘોડાપર સ્વાર થયો; ચાલવા માંડયુ. અડધા પોણા કલાકમાં તેઓ વિલાશપુર આવી પહોંચ્યાં.

" બ્હેન ! હવે હું જવાની રજા લઉ છું. અને તમે ખુશીથી જશો. "

વિનોદસુંદરી—ભાઈ એમ તે બનતુ હશે કે ! એ મતે જવાય ખરૂ કે ! અત્યારે રાત્રીના સાડા આઠ થયા છે, જવાશે ! અમારે ત્યાં પધારો તે આપનુંજ ઘર છે, એમ સમજજો. એમ કહી ચંદ્રરાયને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ કર્યું. તેના અત્યાગ્રહથી ચંદ્રરાય નાપાડી શકયો નહિ, અને તેઓ ચાલ્યાં.

વાંચક ! આણી તરફ વસંતકુમારી પણ ચંદ્રના જુદાં પડયા પછી, અતિશય ઉદાશીન થઇ. અરેરે ! હું કેવી મુરખ ! પોતે અહિં પાછા આવશે કે નહિ ! તે પણ પુછી ના લીધું. હવે મારે કયાં સુધી વાટ જોવી. રાત પડી, પીતાજી વાટ જોતા હસે. તથા મોડી જાઉ તો મારે માટે હજારો તર્ક વિતર્ક કર્યા કરે, કે શું હશે ! પ્રભૂ ! પ્રભુ ! હું જઉં અને કદાચ તે આવે. તો મને ના દેખી તે પાછા ફરે ! તો મારે માટે કેવો અભીપ્રાય બાંધે, અને કહે કે " સ્ત્રી બુદ્ધિ પાનીએ. " શું કરવું મને સુઝ પડતી નથી. શું હવે મને તે નહિ મળે ! મળસેજ. એમ વિચાર કરતી કરતી થોડે દૂર જાય, અને

પાછી આવે એમ કરવા માંડયું. બસ ! હવે તો જાઉં ! આવવાના હશે તો આવશે, એમ કહી વસંતકુમારી પોતાના મહેલ તરફ રવાના થઇ ગઇ....

---

## પ્રકરણ ૧૩ મું.

હવે પ્રિય વાંચકોને વસંતકુમારી તથા ચંદ્રરાયની ઓળખાણ આપીએ. ચંદ્રરાય તે કુસુમપુરના રાજા રણવીરસીંહના પ્રધાન ગુણસાગરનો પુત્ર થાય તે હમણાંજ વિલાયતથી બેરીસ્ટર થઈ આવ્યો હતો, વિદ્યાદેવીની જેટલી કૃપા થઇ નહિ, નિતિદેવીનો જેટલો પ્રેમ મેળવ્યો નહિ. જ્ઞાતિ જનોનો જેટલો યશ મેળવ્યો નહિ. તેટલી કૃપા, તેટલી દયા, ઉપકાર કે પ્રિતી, વિલાયતી બૂટ, બીસ્કીટ એ દેવ, અને દેવીની કૃપા મેળવી, પાશ્ચિમાત્ય લોકોની આબેહુબ નકલ કરી. તેમનીજ નીતિ રીતીમાં સુખ માની લીધું. વિલાયતથી આવ્યા પછી; ભાઇનો રોફ ફરી ગયો છે; જેની તેની સાથે ઈંગ્રેજી સીવાય વાતજ નહિ, મોંઢામાં મોટી ચિરૂટ, બુટ, પેન્ટલુન, સ્ટીક સીવાય તો

ફ્રાયજ નહિ. આખા ભારતવર્ષના દેશીયો તે નામદાર શ્રી આગળ પામર પશુ સમાન જણાય છે.

વસંતકુમારી એ પાસેના વિલાસપુરના શેઠ પ્રબોધ· ચંદ્રની કુમારીકા, નલીનચંદ્રની બેન, અને ચંદ્રરાયના નિર્મળ મનનાં માંનીતાં થાય.

વિનોદસુંદરી તેમના ભાઇ નલીનચંદ્રનાં પત્નિ અને વસંતનાં ભાભી થાય,

વિલાસપુર અને કુસુમપુર વચ્ચે ફક્ત બે માઇલનું અંતર હતું, વસંતકુમારી ઘણુા ભાગે પોતાના બાગના મહેલમાંજ દીવસ ગાળતી હતી. તેથીજ ચંદ્રરાયને વારંવાર મળી શકાતું. જ્યારે તેણીને ખપ પડે ત્યારે; પત્ર લખી જાસુસને આપતી તે ચંદ્રરાયને પહોંચાડતો, આ પ્રમાણે સઘળો વહીવટ ચાલતો હતો.

વિનોદસુંદરી તથા ચંદ્રરાય સઘળાં શેઠ પ્રબોધચંદ્રના મહેલ આગળ આવી પહોંચ્યોં. રથ ઘમઘમાટ કરતો આવી પહોંચ્યો. આંગણા આગળના ચોગાનમાં ઉભો રાખવામાં આવ્યો. ઘુઘરમાળાઓના ઘોષથી સઘળાં આરોશી પાડોસી એકઠાં થયાં. અને આનંદ ઓત્સવ વ્યાપી રહ્યો. વિનોદસુંદરી રથમાંથી નીકળી. ગ્રહમાં પ્રવેસી,

ચંદ્રરાય પણ તેની પાછળ પાછળ ગયો, નલિનચંદ્ર તથા પ્રબોધચંદ્રે સારો આવકાર આપ્યો. એવામાં એક દાસીએ આવી પોતાની વિતેલી સઘળી વાતથી શેઠને માહેર કર્યા તથા ચંદ્રરાયનો કીધેલો ઉપકાર જણાવ્યો. શેઠની આંખો માં અશ્રુ આવ્યાં, અને ચંદ્રરાયને હર્ષ યુક્ત ધન્યવાદ આપવા લાગ્યાં. તથા પોતાને ત્યાં બે દીવસ વધુ રહેવા નો આગ્રહ કર્યો, તથા પોતાના ત્રીજા માળના દીવાનખાનામાં ઉતારો આપ્યો, અત્યાર સુધી ચંદ્રરાયે વસંતકુમારીને ત્યાં જોઈ ન હતી, અને પ્રબોધચંદ્ર વસંતકુમારીના પીતાશ્રી થાય તેમ તેને મૂદ્દલ ખબર નહિં હતી....ત્રણ સુંદર બાજઠ ઢાળ્યા, પ્રબોધચંદ્ર, નલિનચંદ્ર અને ચંદ્રરાય ત્રણે જમવાને માટે પિતાંબર પહેરી નીચે ઉતર્યા. ચંદ્રરાયે બાજઠ પર આસન લીધુ. તેવામાં પ્રબોધચંદ્રની સ્ત્રી સૂશીલાએ વસંત ! વસંત ! કહી બુમ મારી,

" કેમ માતાજી શી આજ્ઞા છે, " વસંતે જોડેના ઓરડામાંથી કહ્યું.

" પાણીના લોટા ભરી લાવ. "

સારૂ માતાજી કહી વસંતે સ્વચ્છ જળથી લોટા ભરી પંચ પાત્ર ગોઠવી. બાજઠ આગળ હાજર કીધા. અને

આવે પોતે શરમાતી હોય તેમ કોઠાણે જઈ ઉભી રહી. ચંદ્રરાય વસંત કુમારીને જોઇ આનંદ પામ્યો. અને શેઠ તેના પિતાશ્રી થાય, અને નલિનચંદ્ર તેમના ભાઇ થાય તે જાણુવામાં આવ્યું.

તેથી તેના આનંદનો પાર રહયો નહિં. ચંદ્રરાય જ મી પરવારી ઉપર ચઢયો. આ વખતે વસંતકુમારીને પોતાના રૂમમાં ફરતી જોઈ બંનેનાં પ્રેમી હૃદય પ્રેમથી ઉભરાઈ ગયાં. અને સ્થીર થઈ ગયાં. એક એકના તરફ પ્રેમથી જોવા લાગ્યાં.

અહા ! કેવો નિર્મળપ્રેમ; કયા યુવાનના હૃદયમાં પ્રેમભાવ, ઉત્પન્ન થતો નથી. કામ તાપથી કયો યુવાન પિડાતો નથી, વય એજ તેને બધું શીખવે છે. વયમાં આવતાંજ હૃદય બાગમાં પ્રેમ પુષ્પ ઉત્પન્ન થાય છે. હૃદય મંદીરમાંજ પ્રેમ દેવતા વાસ કરે છે, પ્રેમ ભકતો ન સોધે છે. પ્રેમ ભાવનાથીજ દેવ ભક્તને સ્વીકારે છે, ત્યારે અમુલ્ય રત્ન ભંડાર અર્પણુ કરે છે. ભક્તવર માગે છે. અને આપે છે, પરંતુ જયારે રૂઠે છે. ત્યારે ઉપાશકને વિટંબણા પડે છે, હૃદય કુંડમાં નેત્રરૂપી ઘ્રતની અખંડ આહુતીઓ આપવી પડે છે, આવા આવા અનેક ચમત્કા

રો યૂવાવસ્થામાં થાય છે, પ્રેમની બલીહારી ઓરજ છે, આહા પ્રેમ ! તેં સર્વને તારી સાંકળે મજબુત કરી લીધા છે, અરે ! આ ફાની દુનિયાને તારા પાસમાં એવી તો સપડાવી છે કે, જો પુરતુ વિવેચન કરીએ તો લેખોના લેખો ભરાઇ જાય ખરા ! એમાં લેશ માત્ર પણ શક નહિં માણુસની જીંદગીનો પહેલો પાયો સંપ છે. જેનાથી આપણે વહેવાર રૂપી સ્નેહની સાંકળથી જકડાયા છીએ. બીજો પાયો પ્રેમ છે, કે જેનાથી માણુસની જીંદગીનો પુખ્ત આધાર છે, માણુસ દુષ્ટ વાંચ્છનાથી ઘેરાયલો નહિ હોય તો, દરેક રીતે પ્રાક્રમીને સુખી થશે.

મનુષ્ય જાતિની અંદર અમુક ઉમરે પહોંચ્યા પછી તેઓની અંદર સંયોગની ઇચ્છા સ્વાભાવીક રીતેજ ઉદ્દભવે છે, અને જેમ લોહ ચુંબક લોઢાને તથા પારધીની વીણા મૃગલીને આકર્ષે છે, તેમ યોગ્ય ઉમરે સ્ત્રી પુરૂષનુ પરસ્પર ખેંચાણ થવા લાગે છે, આ વખતે સંસાર વૃદ્ધિ અર્થે કુદરતી ઇચ્છા તૃપ્ત કરવા કુદરત પ્રેરણા કરે છે, તેથી અને સમાજનાં એક પત્નિવ્રતનાં પવિત્ર બંધારણ ઐહીક તથા પરલૌકીક સુખ પ્રાપ્ત કરવા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સિદ્ધ કરવા સ્ત્રી પુરૂષ

અરસ પરસ રૂપ, ગુણુ, વય તથા જરૂરની બીજી અન્ય લાયકાતો જોઇને એક બીજા પ્રત્યે પવિત્ર પ્રેમથી જોડાય છે. યોગ્ય ઉમરે બને તે દૈવીક લગ્ન છે.

પુર્વ કાળમાં સ્વેચ્છાથી લગ્ન થતાં તે ઘણી રીતે આપણે જોઇ શકીએ છીએ. યોગ્ય ઉમરની શકુંન્તલાએ દુષ્યનની સાથે લગ્ન કર્યું હતું. મહાભારત તથા બીજા દાખલાઓ પરથી પણ સ્પષ્ટ જણાય છે કે, ક્ષત્રીઓમાં તો સ્વયંવરથીજ સ્વેચ્છાનુસારજ લગ્ન થતાં, આવી ઇચ્છીત સ્ત્રીના પતિયોજ એક પત્નિવૃત પાળી જંગ બહાદુરો બનતા.

તરંગ માસીક જણાવે છે કે, પાંચ રૂપૈડીના નજીવા કરારમાં ( Consent ) કબુલાત ન હોય તો, દાવો કોરટ રદ કરે છે. ત્યારે જીંદગીના કરારમાં, વગર કબુલાતે, વગર પૂછયે, વગર જણાવે, પરાધીન પુત્ર, પુત્રીયોને દુઃખ દાવાદળમાં ફેંકી દેવા એ કેટલો અન્યાય ! આવું દારૂણુ દુઃખ દેખી દરેક દાના વિચારવંતના મગજમાં સ્વાભાવીક સવાલ ઉઠશે કે નિર્દોષ બાળકોને ઇચ્છા વગરની લગ્નની બેડીથી કેદ કરવામાં અને દુઃખી કરવામાં આપણો શું હક છે.

બન્ને જણનાં હૃદય પ્રેમથી વાતચીત કરી રહયાં હતાં. તેટલામાં દાદરમાં ખડખડાટ થયો. વસંત જોડેના ઓરડામાં જતી રહી, વિનોદસુંદરી ઉપર આવી.

" વસંતબા ! વસંતબા ! કયાં છો, " વિનોદે કહ્યું.

" અરે ભાભી ! પાસેના ઓરડામાં આવો, અહી છુ."

વિનોદસુંદરી—કેમ શું કરો છો ! ચાલો બા જમવા બોલાવે છે, આપની વાટ જોઇ બેસી રહયાં છે,

" ના ! મારે જમવું નથી ! સઘળાં જમી લ્યો, આજે મારા પેટમાં જરા દુઃખે છે. "

શું દુઃખે છે વારૂ ! કેમ હમારૂ માન પણ નહિ રાખો ! આપણે વસંતબા ! વસંતબા ! કરીએ, અને વસંતબા તો મનમાં તણાઇ જાય છે. "

" ના ભાભી ! ગુસ્સો ના ચઢાવસો ! એતો હું તમારી પરીક્ષા જોતી હતી. કે મારાં પૂજ્ય ભાભીનો મારા પ્રત્યે કેવો પ્રેમ છે, ચાલો એમ કહી બંને જણાં નીચે ઉતર્યાં; સર્વ સાથે જમી પરવાર્યાં, અને સૌ પોત પોતાના અવાસમાં રાત્રી ગયાથી સુવાને ગયાં.

વસંતતો ખાનગી હોલ ચદ્રરાયની જોડેજ હતો, તે ત્યાં આવી, બત્તી કરી, પાસેની ખુરસી પર બેઠી, અને વિચાર કરવા લાગી,

" હજુ તો કાલનું લેશન તૈયાર થયું નથી, કેટલુ ડીફીકલ્ટ છે, પહેલો સબજેકટ ઇંગ્લીશ છે, તે પ્રીપેર કર્યો છે; પછી બીજો સબજેકટ (વીષય) સેકંડ લેંગવેજ છે. તેમાં ગ્રામર પ્રીપેર કરવાનું છે, લાવ જરા તપાસી જઉં.

વ્હેન ધી સેન્સ ઓફ સેવરલ મેંમ્બર્સ ઓફ આ સેન્ટેન્સ, વીચ આર સેપરેટેડ ફ્રોમ ઇચ અધર બાય સેમી કોલમ્સ, ડીપેન્ડસ ઓન ધી લાસ્ટ કલોઝ. ધેટ કલોષ ઇઝ જનરલી સેપરેટેડ ફ્રોમ ધી અધર્સ બાય આ કોલમ. એઝ.

એ ડીવાઇન લેજીસલેટ્ર યાટરીંગ હીઝ વોએસ ફ્રોમ હેવન, એન ઓલમાઈટી ગવરનર સ્ટ્રેચીંગ ફોર હીઝ અર્મ ટુ રીવોર્ડ ઓર પનીસ. ધેર આર કન્સીડરેસન્સ વીચ ઓવર ઑા ધી વર્લ્ડ સપોરટેડ ઇન્ટીગ્રીટી એન્ડ ચેક ગીલ્ટ અહા ! આ વીસય પણ બહુજ ડીફીકલ્ટ છે, થસે કાલે જેમ થવાનું હસે તેમ અગીયાર વાગ્યા. " નાકે

આઇ મસ્ટ સ્લીપ ઞાપે. " એમ બોલી પોને ઉઠી. અને એક પલંગ પર જઈ સુતી, પાએક કલાક થયો. કેમ મ ને આજ જરાપણ ઉંઘ આવતી નથી. લાવ જરા અગા-સીમાં જઉં એમ બોલી ઉઠી, વાચક ! વસંતકુમારી ચાલૂ સાલમાં મેટ્રીકમાં એપીયર થવાની છે.

આ વખતે ચંદ્રરાય એક આરામચેર પર પડ્યો પ-ડ્યો , ઉંઘ આવતી નથી, તેથી વિચાર સાગરમાં ઝોકાં ખાતો ખાતો બોલ્યો,

મધ્યાનના સયમમાં સુજલા સયોની
પાળો ની ઉપર ઉગેલ તરૂવ[illegible]
છાયા વિષે જમી રમી જ[illegible]છે
તેને રૂડો પવન નિંદર લા[illegible] છે.

ચંદ્રરાય બોલતો બંધ થયો; બારી બારણાં બંધ હતાં, વસંતકુમારી આ વખતે અગાસીમાં હતી; આ સ્વ ર કયાંથી આવે છે, તે જોવાને ગાભરી બની ગઇ; અને શાન્ત થઇ એક સ્થળે બેઠી, તરતજ પાછું ચંદ્રરાયે બો-લવું સરૂ કર્યું,

ઘનાક્ષરી છંદ.

પાઇ પાઇ પ્રેમ પાન પ્રથમ તેં પુષ્ટ કર્યો

પછી પીડા પમાડી વિજોગ પાન પાઈ પાઈ
ધાઇ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ
ધીમી રહી સામી ઉઠી આવતી તું ધાઈ ધાઈ

પાછો અટકયો; વસંતકુમારી વિચાર કરવા લાગી, અહા ! શી એમની છટા, શી કવિતાની ખુબી, જાણે કવિરાજજ, શું તે મારા વિરહથી દુઃખ પામે છે, અને મને સંભારે છે ! હું પણ તેમને કવિતામાંજ ઉત્તર આપુ; નાથ ફીકર નવ કરશો; હું પાસેજ છું. હું પણ આપને યોગ્ય ઉત્તર આપુ છું હમણાં એ વસંતતિલકા બોલતા હતા; માટે હું પણ વસંતતિલકામાંજ જવાબ આપુ ! બસ ! એમ તર્ક વિતર્ક કરતી વસંતકુમારી બોલી;

વસંત તિલકા,

વિદ્યારૂપી જલધિ જે અતિસે ભર્યો છે,
એ જે વિષે સ્થીર થઈ સબળો રહયો છે;
તે તુજના હૃદયમાં નથીરે સમાતો
તેથી વિયોગ નથી માપ કરી શકાતો

આ પ્રમાણે ધ્વની ચંદ્રરાયના કાન પર પહચો; તથા પોતાની જોડેના ખંડમાં વિનોદસુંદરીના સાંભળવામાં આઆવ્યો, તેથી તે પણ બારણું ઉઘાડી ત્યાં આવવા નીક

ળી અને બોલી,

માલીની છંદ

નણુદીની સખ લઈને તેમ સાહેલડીની
પૂજી પતિ લજવાતી મૌમ ધારી રહેલી
સુ તનુ વિનવવામાં શર્વરી વીતી જાય
તદપિ નવ નવોઢા લાજથી મુક્ત થાય

આ પ્રમાણે બોલતી બોલતી વિનોદસુંદરી પાસે આવી પહોંચી, વાહ ભાભી ! વાહ ! આ તમને બોલવું દુરસ્તછે, અમે લાજ વગરનાં અને તમે લાજવાળાં તે જાણ્યાં,

ના ! વહાલી બેન ! ના ! તમે ગુસ્સો ના ચઢાવસો; તમને બોલતાં સાંભળ્યાં એટલે હું પણ બોલી, માફ કરશો; એમાં ખોટું લગાડવા જેવું નથી, બોલો ત્યારે તમે કોને કહેતાં હતાં ! વિનોદસુંદરીએ કહ્યું,

" કોને તે મારા મનને ! " વસંતે કહ્યું;

" તમારા મનને કેમ ! મારા આગળ જુઠું બોલી છુપાવો તે ના બને, હું સઘળું સમજી ગઈ છુ; "

" સું સમજ્યાં કહો ત્યારે "

સમજી ! સમજી મારે મોઢે કેવરાવો છો કેમ ! કાંઈ મારાથી છાંનુ છે ! હું બધુય જાણુ છું કે તમારે

પ્યાર ચંદ્રરાય તરફ છે, તેમણે તમારૂં મન આકર્ષણ કર્યું છે; બસ ચુપ કરો ! હા ! હા ! હું સમજુ છું કે તમો મારા પક્ષને મળતાં છો, અને તે વાત બને તો કેમ! વસંતે પૂછ્યું,

" સત્તર આના ! પણ તે નાત જુદી અને આપણે જુદી ! તેથી પીતાજી સંમત્તિ કેમ આપે, તે જુના વિચારના માણસ છે, " તેથી શું ! ચાલો આપણે તેમની પાસે જઇએ, અને શાંતવન આપીએ. વસંતે કહ્યું

ના ! ના ! બેન તેમ ના બને ! ગાંડાં સું થાવ છો ! જરા અકલ રાખો ! સાંભળો તે કાંઇ બોલે છે.

પુષ્પો તણી કળી છરી થકી તીખી થૈને
કોકીલના સ્વરજ સાલ સમાન થઇને
જે લાગશે જગતમાં વિરહી જનોને
એ વાતની ખબર હોયજ પ્યારી કોને !

એમ બોલતો બોલતો ચંદ્રરાય બહાર આવ્યો વસંતકુમારી તથા વિનોદસુંદરી તરત અગાસીનો ધોરો ઓળંગી તેજ સ્થળે આવ્યાં; વસંત તરતજ ચંદ્રરાયનો હાથ પકડી બોલી વહાલા ! આપ કયારના દર્શન કેમ દેતા નથી !

જરા સમજો ? આ અમારાં વિનોદ બહેન પાસે ઉભાં છે; તેમની સરમતો રાખો ! સેન્સલેસમેન, નો સેઇમ એટ ઓલ એમ બોલી ચંદ્રરાયે તેને છાતી સરખી ચાંપી,

" નો હાર્મ માય ડીયર, વ્હાય ડુ યુ ફીયર, શી ઇઝ ઇન માય ફેવર સો આઈ કમહીયર." એમ વસંતકુમારી બોલી.

તરતજ સઘળાં ચંદ્રરાયના હોલમાં ગયાં, કેટલીક વાતચીત થઈ અને ઉઠયાં, વસંત પોતાના આવાસમાં જઇ સુતી. વિનોદસુંદરીએ પણ પોતાનો રસ્તો લીધો ચંદ્રરાયે ઘડીયાળમાં જોયું તો રાત્રી વ્યતિત થઈ છે. ત્રણ વાગ્યા છે, એમ ધારી સુઇ ગયો, સવાર થયું પ્રબોધચંદ્ર પાસેજવાની રજા માગી, પણ ના પાડવાથી ચંદ્રરાય એક દીવસ વધારે રહયો, બીજા દીવસની રાત પડી પરોઢ થયું, તરતજ તેના ચાકરે સેઠ ટાઇમ થયો છે, એમ કહી જગાડયો, ચાલ ઘોડો તૈયાર કર એમ કહી ચંદ્રરાય નીચે આવ્યો. વસંતની મુલાકાત લીધી, શેઠની રજા લઇ નલીનચંદ્રને મળ્યો. અને વિલાશપુર તરફ ગમન કર્યું.

## પ્રકરણ ૧૪ મું.

બે માસ થયા, ચાર માસ થયા; ચંદ્રરાયને માટે હજારો માગાં આવવા લાગ્યા, પણ તે સઘળાંનો ચંદ્રરાયે અસ્વીકાર કર્યો. તથા પોતાના પીતાશ્રીને કહ્યું કે, હાલમાં હું લગ્ન કરવા માંગતો નથી, મને ફોગટ ફંદામાં નાંખશો નહિ. મારી ઇચ્છામાં આવશે ત્યાં હું લગ્ન કરીશ તમારે તે બાબતની જરૂર નથી.

આ સાંભળી ગુણસાગર અત્યંત ગુસ્સે થયા, અને બોલ્યા, સું તું તારી ઈચ્છા પ્રમાણે લગ્ન માંગે છે. તું બીજી નાત સાથે પરણવા માગે તે કેમ બને ! સું તારા નજરમાં હોય નહિ.

હા ! હા ! મારી મરજીમાં આવશે તે પ્રમાણે, મારી મરજી વિરૂદ્ધ તમારે કાંઈ પણ કરવું નહિ. ચંદ્રરાયે કહ્યું.

" સું તું મારા કરતાં વધારે સમજુ તારે મારી આબરૂપર પાણી ફેરવવું છે, એમ કહી ધકકો મારી ચંદ્રરાયને કાઢી મુકયો, ચંદ્રરાય ઉપર આવ્યો, ને પોતાના

મીત્રને તેડાવી પીતાજીને સમજાવવા કહ્યું.

રૂપી મુનીના અને બીજા છુટક દાખલાઓ ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ, તથા વર્તમાન પત્રથી જાણીએ છીએ કે દક્ષીણ આફ્રીકામાં વસતા કાફર જેવી તદન અર્ધ નગ્ન જંગલી જાતોમાં પણ ઈચ્છીત લગ્ન ( choice marriage, ) કરવાની પૃથા છે. જ્યારે સૂધરેલી પ્રજા તરીકેનો ફાંકો રાખનારા, પ્રાચીન પુર્વજોની પંડીતાઈના અભિમાનની અંધતાથી પુલાઇ જનારા અને " મીયા પડયા પણ તંગડી ઉંચી " ની માફક અધોગતીનો આકરો અનુભવ છતાં બીજાથી પોતાને શ્રેષ્ઠ માની છાંટો ઉડતાં અભડાઈ જનારા, અને કપડું અડી જતાં નખોદ વાળી નાંખનારા ભોળા હિંદુ ભાઈમાં લગ્ન જેવો પવિત્ર વિષય ઉતમતાના ઉંચ શીખર પરથી ગબડી પડી અધમતાના ઉંડા ખાડામાં ભોંય પડી ધુળ ચાટતો થઈ ગયો છે, હા ! દૈવ સું દુર્દશા !

આજ શાક સેનું કરી શું. એવી નજીવી બાબતમાં પણ બાપ બેટાને પુછી તેને મન ગમતું કરે છે, જ્યારે તેની સાથે આખી જીંદગી ગુજારવી છે, જે સદા સુખ દુઃખની ભાગી છે, જેની સહાયતા વડે ચાર ફળ પ્રાપ્ત

કરવાનાંછે, અને જીવન સાફલ્યતાનો મૂખ્ય આધાર જે સારા નરસા પરજ છે એવું સ્ત્રી રત્ન પ્રાપ્ત કરવું તેનો કાંઇ વિચારજ નહિ, એ કેવી નિર્દયતા, કેવુ અધમપણું ! કેવી કૃતઘ્નતા !

અફસોસ ! આપણો કાંઇ હક નથી આપણને તેનો કાંઈ અધિકાર નથી. વગર સમજનાં બાળક બાળકીયોને પરણાવી દેવા જેવાં ઘોર કર્મ કરનારા રાક્ષસો અને પિચાસો પણ નિંદા પાત્ર ઠરે. હા ! એટલું ખરૂ કે આંધળા પ્રેમમાં અંધ બની પ્રેમ પાત્રો ઉંધે રસ્તે દોરવાઈ નહિં. ફક્ત તેટલાજ માટે પાકી બુદ્ધિના અનુભવી વડીલોની માત્ર સંમત્તિજ જોઈએ. પણ તેને બદલે આજકાલ તો મા બાપોજ ધણી થઇ પડયાં છે, એ શું થોડો જુલમ ! આવો જુલમ જોઇ હરકોઇના મનમાં પણ દયા ઉત્પન્ન થશે.

વિલાસપુરથી આવે આઠેક માસ વિતી ગયા, વસંતે પણ યોગીનીનો યોગ લીધો છે. હરનીશ ઉદાશ રહે છે, સણગાર સજવા ઉંચા મેલ્યા છે, ચંદ્રરાયનીજ જપમાળા જાપ્યા કરે છે, આમ તેમ ગાભરી આભરી ફરે છે, કાંઇ ચેન પડતું નથી, તેના પિતાશ્રી પણ તેને માટે શોક કરે છે, કે ક્યાં લગ્ન કરવાં ! શું સ્ત્રી રત્ન જેવી ચીજ

પથ્થર સાથે પછાડવી, કદી નહિ. એમ ધારી વસંતના લાયક વર સોધવાની પેરવીમાં છે, વસંતકુમારી અગાસીમાં ગાલે હાથ ટેકવી વિચારમાં નિર્મગ્ન થઈ ગઇ છે, પીતાજી હજુ કાંઈ ગણુગારતા નથી, હું યોગ્ય ઉમરની થઇ, પતિ વિના શી રીતે રહી શકું, લાવ તેમને એક પત્ર લખું. એમ વિચાર કરી ઉઠી ટેબલ પાસે ગઇ તરતજ પત્ર લખવો શરૂ કર્યો.

વિલાસપુર તા. ૩.

નેત્રમણી વ્હાલા ચંદ્રરાય !

આપનો અત્રેથી સીધાવ્યા પછી બીલકુલ પત્ર નથી, શું આપ આ દાસીની ખબર નહિ લ્યો ! વ્હાલા આપનો વિરહ કેમ સહન થઈ શકે, જળ વિના મિન કેમ જીવી શકે ! ચંદ્રવિના પોયણી શી રીતે પ્રફુલ્લિત થાય. આપ કેળવણી પામેલા છો, વિયોગનું દુઃખ જાણો છો, માટે વિચાર કરશો કે.

રૂપ રંભા સમું અપ્સરા અવતરી,  
કે રતી જગતમાં જન્મ પામી.  
તે તણી શી વલે રૂતુ વસંતમાં,  
હે નહિ સુખજો નિજ સ્વામી.

ઉપજાતી છંદ

જ્ઞાતી તણા બંધન કોટ જે છે,
હિન્દુ જનોને બહુ દુઃખ દે છે,
જીતાય તે નિશ્ચય આ દહાડે,
વિદ્વાન લોકો મળી ધાડ પાડે
સતી સિતા સોચતી જે સભામાં
અશોક નામે વન પિંજરામાં
ન નાસવાનો અવકાશ આવે
હસાસ્યમાં મંજાર દિલે ડરાવે,

સ્વામીનાથ ! જ્ઞાતી બંધન બહુ મજબૂત છે ! તો શું થઇ ગયું.! હું મારા પિતાને મારો વિચાર જણાવીશ તેમને પગે લાગીશ અને મારાં તમારાં લગ્નની માગણી કરીશ. જો કદાચ તે નહિ માને તો આપઘાત કરી, મર્ણ પામીશ તે બહેતર છે, પણ હું બીજાની નહિ થાઉં તે આપ ખાતરી રાખજો. પત્રનો ઉત્તર ત્વરાથી આપશો.

લી.

વિયોગી વસંત.

પત્ર લખ્યો તરતજ પોતાની એક દાશીને આપી ટ પાલ મારફતે રવાના કરાવ્યો' આણી તરફ ચંદ્રરાયની પ

ણુ તેવી સ્થીતી છે, તેનુ શરીર પણુ દીવસે દીવસે કૃશ થતું જાય છે, હજારો વૈદ્યની દવા કરી પણ કાંઈ ફાયદો લાગતો નથી તે એકાએક લવારો કરી ઉઠે છે, તેની પાસે તેનો મિત્ર સુરેંદ્રનાથ બેઠો છે, ચંદ્રરાય એકાએક બોલવા લાગ્યો,

કાંન્તીમાં કમલા અને ઉરવશી રંભા સમી સુંદરી
રામા રમ્ય ગુણી વળી યુવતિછે, મર્યાદ શીળે ભરી
ચેહેરો સુંદીર તેજવાન સતિનો કાન્તી રૂપાળી અતી
શૃંગારો ધરી સોળ શુભ વસનો પહેરી રૂડી રાજતી.

( ચક્રવર્તિ )

“ ભાઈ ચંદ્રરાય શું બકે છે ! તારૂ ભાન કયાં છે કોને કહે છે. ”

“ મારૂ ભાન ઠેકાણે છે, હું શુદ્ધિમાં છું. બકતો નથી, ખરૂ કહું છું. ”

એવામાં એક માણુસ પત્ર લઇને આવ્યો, અને ચદ્રરાયના હાથમાં મુકયો ચંદ્રરાયે વાંચ્યો અત્યંત આનંદ પામ્યો, અને તબીયત સુધરતી ચાલી. અત્યાર સુધી ચંદ્રરાયના પીતા સમજતા હતા કે તેને કાંઈ વળગ્યું છે. પણ સુરેંદ્રનાથે તેમને સઘળી બાબતથી માહેર કર્યા.

અને કહ્યું કે તેનું લક્ષ વિલાશપુરના ધનાઢ્ય શેઠ પ્રભો પ્રચંદ્રની કુમારીકા વસંતકુમારી તરફ લાગ્યું છે. આપને તે જણાએ કરવામાં શો વાંધો છે, સુરેંદ્રનાથે પુછયું.

" ભાઈ વાંધો કાંઇ નહિ. પણ તે નાત જુદી, આ પણે જુદી, આપણે તે પક્ષની કન્યા લાવીએ તો નાત બ હાર રહેવું પડે, ગુણસાગરે કહ્યું.

" કાંઇ હરકત નહી. ! આપણી જ્ઞાતીના કેટલાક જુવાનીઆઓ ચંદ્રરાયના મતને મળતા છે, તથા જે એ સુધરેલા છે, તેઓ તો આજ રીત પસંદ કરશે કે સ્વેચ્છા થી લગ્ન કરવામાં કાંઇ હરકત નથી, આપ સમજુ છો જુવોને કેટલા દીવસથી તો એ બાબતનાજ વિચારમાં તે મની તબીયત સારી રહેતી નથી. સુરેંદ્રનાથે કહ્યું.

ગુણસાગર—ભાઇ સુરેંદ્ર ! જેમ તારી મરજી ! જ્યાં ત્યાં મારી આબરૂને બટો ન લાગવો જોઇએ.

" નાજી ! એમાં કાંઇ બટો લાગવા જેવું કાર્ય ન થી, ઘણું ઉત્તેજન મળવા જેવું છે. આ ઉપરથી હજારો લોકોને દાખલો લેવાનો થશે.

તરતજ પીતાશ્રીનો વિચાર લઇ સુરેંદ્રનાથ ચંદ્રરાય પાસે આવ્યો અને તેને સઘળી વાત કહી તરતજ વસંત કુમારીને ચંદ્રરાયે પત્ર લખ્યો.

વહાલી વસંત. કુસુમનગર તા. ૬

પોચી પ્રિયા તવ પત્રિકા દુઃખ વિસર્યો વિયોગનું
શાંતી વળી મમ કાયને સુખ પામીયો સંયોગનું
આ દેહ છે અહીંયાં તથાપી પ્રાણ છે તારા વિષે
જો હોત પંખી પાંખતો હમેશ ભેટત હું નીસે.

પ્રીયા શું કરૂ ! તમારા જેવીજ મારી સ્થિતી છે, તો પણ મેં પીતાજીની સંમત્તિ લીધી છે, તેમણે હા કહી છે, હવે તારા પિતાશ્રી તરફથી મત મળચો જાઇએ તેમનો વિચાર બ્હેન વિનોદસુંદરી પાસે પુછાવવો અને પુછીને જવાબની મને ખબર આપવી.

લી. તમારો ચંદ્રગ[illegible]

આ પ્રમાણે પત્ર લખી તરતજ ટપા[illegible] [illegible]તે રવાના કર્યો. વસંવ ઉદાસી ચેહેરે બેસી રહી છે, વિનોદસુંદરી પણ પાસે બેઠી છે, વસંતનું ચીત્ત ભ્રમીત જેવું થઇ ગયું છે, એકાએક ચંપાના ઝાડ તરફ જોઇ બોલી—

વિયોગીઓનાં ચિત્ત ચોરનારો
વિલાસીઓને રસ આપનારો
ખિલી રહયો ચંપક આ રૂપાળો
સુવર્ણ વરણી કળી પુષ્પ વાળો.

આવા વિચારમાં ગુંથાઇ હતી, તેવામાં તેની એક

દાસી પત્ર લઈને આવી તરત વિનોદસુંદરી એ પત્ર હાથમાં લીધો અને ફોડયો. બંને જણે વાંચવું શરૂ કર્યું. વસંત આનંદ પામી. જેમ અગ્નીને પાણી છાંટવાથી શીતળ થાય છે તેમ ચંદ્રરાયના પત્ર રૂપી પાણીથી હૃદય શિતળ થયું અને ભાલી વિનોદને પોતાના ભાઇ નલિનચંદ્ર મારફતે પીતાશ્રીને સમજાવવા સમજુત કરી, વિનોદ સુંદરીએ નલિનચંદ્રના કાન સારી પેઠે ભર્યા, જેથી તેણે પણ ખુશીથી હા પાડી, અને પીતાશ્રીને સમજાવાને માટે નીચે ઉતર્યો; તે વખતે શેઠ પ્રબોધચંદ્ર તથા સુશીલા અને સઘળું કુટુંબ નીચેના ઓરડામાં ભરાઈ ગપ્પાં માર્યા કરતું હતું, નલિનચંદ્ર ત્યાં આવ્યો; વાત ઉપરથી વાત નીકળતાં તેણે બેન વસંતનો વિવાહ સ્વેચ્છાથી કરવાનો પોતાનો મત જણાવ્યો, સૂશીલાને પણ વિનોદસુંદરી આગળથી વાત કરી હતી, તેથી નલીનચંદ્રના મતને તેણે અનુમોદન આપ્યું. તે સઘળાંનો વિચાર એકત્ર થવાથી પ્રબોધચંદ્ર શેઠથી પણ ના પાડી શકાયુ નહિ અને લગ્ન દીવસ નક્કી કરવા જોશીને તેડાવ્યો, વસંત પંચમીને દીવસે વસંતકુમારીનું લગ્ન લીધુ. આંગણાના ચોગાનમાં પ્રબોધચંદ્ર શેઠ પણ મોટો વિશાળ ભપકાબંધ તંબુ તણાવ્યો, ત્યાં સઘળે

ખુરશીઓ ગોઠવી દીધી, સર્વત્ર સ્થળે કંકોતરીયો મોકલી. તેમ ચંદ્રરાયને પણ મોકલવામાં આવી. તથા વસંતકુમારી એ ખાનગી કાગળ લખી, આવવા જણાવ્યું. લગ્ન દીવસ નજદીક આવ્યો; દેશ પરદેશ તથા શહેરમાંના પોતાની જ્ઞાતીના લોકો એકઠા મળ્યા તથા તેઓની પાંચ ન્યાતો એકત્ર મળી; સ્વયંવરમાં આવવાને સર્વ ઉત્સુક થઇ રહયા; ભપકાબંધ શણગાર પહેરી સર્વ આવી આસને બિરાજ્યા, કેટલાકે પોતાના વાળ માંથામાં રાખેલી કાંસકીઓથી ઓળવા લાગ્યા, તથા મૂછોના આંકડા ચઢાવવા લાગ્યા; કોઈ કોઇ પોતાના સાથીઓને પોતાનો રોફ કેવો છે તે વિષે પુછવાં લગ્યાં, મંડપ ખીચોખીચ ભરાઈ ગયો, વસંતકુમારી હજુ ચંદ્રરાય આવ્યા નથી, માટે ઉચાટ કરે છે, એટલામાં સામેથી પુર સપાટે બગી આવતી જણાઇ. લોકો કોરાણે થઈ ગયાં ચંદ્રરાય પોતાના ઉમદા રોફબંધ ડ્રેસમાં આવી પહોંચ્યો, માથા પર ખાસ દક્ષણી પાઘડી પહેરી હતી. તરત મંડપમાં પ્રવેશ કર્યો. નલિનચંદ્ર તથા શેઠ પ્રબોધચંદ્રને મળ્યા, અને પોતાની જગા એક મુખમલની સુસોભિત ખુરશીપર લીધી, સર્વ મંડપ ભરાઇ ગયો, સર્વે કન્યાની વાટ જોવા લાગ્યા, તથા પરણવાને માટે તત્પર થઇ ઉંચાનીચા થવા લાગ્યા.

## પ્રકરણ ૧૫ મું

### ( વસંત સ્વયંવર )

મંડપ ખીચોખીચ ભરાઇ ગયો; તથા ગામના લોક પણ તે જોવા માટે મંડપની બહાર ભરાયા હતા. ગાડી ઘોડાની ધમાધમ થઇ રહી હતી. તે વખતે વસંતકુમારી ભપકાબંધ જરીયાન સાડી પહેરી, પોતાની સાહેલીઓના હાથમાં પુષ્પ તથા રત્નોના સોનેરી તાટ આપી, હાથમાં પુષ્પમાળા ગ્રહણ કરી, લટક મટક કરતી, સ્વયંવર મંડપમાં આવી પહોંચી, તેજ વખતે કેટલાક તો, દિંગમુઢ થઇ ગયા, ભાન વિસરી ગયા, દાસી સઘળા કુમારોની ઓળખાણ આપવા લાગી, આ ગુલાબરાય શેઠના ચીરંજીવી ઠાકોરલાલ સારો ધનાઢય અને કુલીન તેમ વિદ્યા તથા સંપત્તિવાન વિગેરે, વિગેરે દરેક વરની ઓળખાણ આપી પણ વસંતકુમારીએ ત્યાંથી આગળ ચાલવા માંડયું, તેને કોઈ પસંદ પડયો નહિ. સઘળો સભા મંડપ તપાસતાં તપાસતાં તેઓ ચંદ્રરાય આગળ આવી પહોચ્યાં. દાસીએ

પણ ચંદ્રરાયની ઓળખાણ આપી. તરતજ વસંતકુમારીએ હાથમાં ગ્રહણ કરેલી અનોપમ પુષ્પમાળા ચંદ્રરાયના ગળામાં સ્વહસ્તે અર્પણ કરી મંગળનાદ થઇ રહયા. તરત જ સભામાં મોટો ઘોંઘાટ થઇ રહયો, કેટલાક ઉઠી બોલવા મંડયા, કે નાત વાળો રહેશે અને પરનાતનો કન્યાં લઇ જસે, એ કેમ બનશે ? કેટલાક પ્રબોધચંદ્ર શેઠને ઠપકો આપવા લાગ્યા, તથા કેટલાકોએ તોફાન મચાવ્યું, સર્વેને બેસવાની આજ્ઞા થતાંજ જેમ તેમ બેસી ગયા. નલીનચંદ્ર તથા ચંદ્રરાયને મળતા કેટલાક જુવાનીઆઓ તથા મિત્રોએ એકડા કર્યા અને ચંદ્રરાયનાં લગ્ન સ્વીકાર્યાં, બાપ જુદા પક્ષમાં અને બેટો જુદા પક્ષમાં, તેમ થયું. આખર ઘરડા ડોસાઓએ પણ કબુલ કર્યું. અને જમાનાને ઉતેજન આપ્યું. અને વસંતકુમારીને ચંદ્રરાયનાં લગ્ન કબૂલ રાખ્યાં. તથા આ રીતને માટે તેમને શાબાશી આપી, આણી તરફ ચંદ્રરાયે પણ પોતાના મીત્રોની તથા અનુમોદન આપનાર ગૃહસ્થોની એક સભા ભરી ભાષણ આપવું શરૂ કર્યું. સર્વત્ર આનંદ પ્રસરી રહયો. લગ્ન થયાં ચંદ્રરાયે વસંતને એક પ્રશ્ન પૂછયો.

ઉપજાતી છંદ *

સ—પતિવ્રતાને વ્યભીચારણીમાં.
શો ભેદ છે અંગની બાંધણીમાં
જ—વસંત આવે રૂતુરાજ જ્યારે
તેનો ખરો ભેદ જણાય ત્યારે

આ ઉત્તર સાંભળી ચંદ્રરાય અત્યંત આનંદ પામ્યો મન સંતુષ્ટ થયું. પતિ પત્નિના પવિત્ર પ્રેમથી ચંદ્રરાય ને વસંતકુમારી જોડાયાં. લગ્ન પાર પડયાં અને આ ઉમદા જોડું આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યું.

---

આ નોવેલ્સમાં ઘણુંખરે ઠેકાણે પુ.મા. ગ્રામરમાંથી આધાર લીધોછે



## આ ચોપડી વિષે વિદ્વાનોના મળેલા અભિપ્રાય ની ટુંક નોંધ.

---

૧

રમા—રમણ નામનું આ પૂસ્તક તેના કર્ત્તા તરફ થી મને વંચાવવામાં આવ્યું છે. તે વાંચી મને આનંદ થયો છે, કર્તાના વિચારો સારા મતના અને હાલના સુધારાને અનુસરતા છે. ભાષા સુદ્ધને જેમ બને તેમ સરળ વાપરી છે, રમણુલાલ અને વિદ્યાપ્રસાદનું સંભાષણ, તથા રમણુલાલને સારી પાયરીએ ચઢાવી દેશનું ભલુ ન્હાવા બદલ વિદ્યાપ્રસાદનો વિષય દરેક સુધારાવાળાઓને તેવા સ્વદેશ હિતેચ્છુ થવા ધ્યાંનમાં લેવા જોગ છે.

પૈસા લઇ છોકરીને વેચવી, તે કામ જેટલુ દુનિયાં થી ઉલટું છે. એટલુજ સંસારી કાનુન, તથા ધર્મના ફરમાનથી ઉલટુ છે. તેમ કરાવનારને વિદ્વાન જ્ઞાતી બંધુઓએ કેવી રીતે થતા કાર્યમાં અટકાવ કરવો, વિગેરેના વિ

૨

તારમાં કમળાબાઇનો વિષય ઠીક ઉપાડયો છે. અંદર દાખલ કીધેલા તમામ વિષયો સુધારાની રૂઢીના જોઈ અમો કર્તાને શાબાશી આપી સુધારાવાળાઓનું લક્ષ આ પુસ્તક પર ખેંચવા આર્ય બંધુઓને ખાસ ભલામણ કરીએ છીએ.

ખકોરદાસ પીતાંબરદાસ

નાજર સાહેબ—ખંભાત.

---

૨

શ્રી. રવિશંકર ત્ર્યંબકરામ તરફથી આ પુસ્તક મને વંચાવવામાં આવ્યુ છે, તેમાં ચર્ચાવેલા દરેક વિષયો આર્ય બંધુઓને ધ્યાનમાં રાખવા જોગ છે. તથા આ નવિન પુસ્તક દરેક આર્ય કુટુંબે ખરીદવા જોગ છે,

તા. ૨૦—૮—૦૬

ભોગીલાલ નગીનદાસ એકસકવાયર.

મી. રવિશંકર ત્ર્યંબકરામ તરફથી આ પુસ્તક છપાવતાં પહેલા મારા અભિપ્રાય માટે મોકલવામાં આવ્યું, સંસાર સુધારાને ઘટીત આ એક નોવેલ્સ છે, આજના સમયમાં આપણી હિંદુ કોમના ગૃહસ્થના બાળકો પોતાની નાની ઉમ્મરમાં પૈસાની છતથી ઉભરાઇ જઇ કેળવણી લેવા ઉપર પુરતું ધ્યાન નહિ આપતાં નાની ઉમરમાં તેમનાં માબાપો સંસારી વહેવારમાં પરણાવી નાંખે છે, તેથી તે જોડુ કેવી રીતે સૂખ દુઃખ ભોગવે છે, તેનો કેટલોક ચિતાર તથા કન્યા વિક્રયથી કન્યાઓની કેવી માઠી દશા નીપજે છે, તેનો ચિતાર તથા વડીલોએ બાળકોને નાની ઉમરમાંથી દાબ પાડી કેવી રીતે ચલાવવાં વીગેરે બાબતની થતી લાગણી વિષેનું વિવેચન વાંચી મને ઘણો આનંદ થયો છે, હાલના સમયમાં આ પુસ્તક એક પ્રસિદ્ધ કરવાની જરૂર છે, એમ ધારી આ પુસ્તક કર્ત્તાને ધન્યવાદ આપી આગળનું કામ શરૂ કરવા સુચના આપુ છુ.

| | |
|---|---|
| અમદાવાદ<br>તા. ૭ અકટોમ્બર<br>સને ૧૯૦૬ | ગંગાશંકર કરૂણાશંકર<br>સુપ્રીન્ટેન્ડન્ટ દિગંબર જૈન<br>બોર્ડિંગ સ્કુલ.—અમદાવાદ |

# સવાલ.

## अंतर लापीका.

युधिष्टरो या कन्या; निकुलस्य गेहिनी
भिमसेन यामाता; सामाता वरदा भव ॥
प्रात:द्युत प्रसंगेन; मध्याने स्त्री पसंगता
रात्रौंचौर्य कर्माण्णी, कालो गच्छति धीमता ॥

( ભાઈશંકર દુરગાશંકર )

ઉપરના શ્લોકનો અર્થ, હમારા તરફ એક આનાની ટીકીટ સાથે મોકલવો, ખરો જવાબ વહેલો આપનારને એક પુસ્તક ભેટ મળશે,

રવિશંકર ત્ર્યંબકરામ

ખંભાત—બારીકુઈ

# જાહેર ખબર.

સસ્તુ　　　　　　　　　　સસ્તુ

# કુમુદ-વિલાસ ચુર્ણ.

ધાતુ પુષ્ટિ માટે અકસીર દવા છે. કમતાકાત, નબળાઇ, વિર્યપાત. વિગેરે રોગોને મટાડી યાદદાસ્તીને ખીલવે છે, વી. પી. થી મોકલવામાં આવશે. શેર ૦ા ની કિંમત રૂ૦ ૦-૮-૦

મળવાનું ઠેકાણું—

રવિશંકર ત્ર્યંબકરામ ભટ.

ખંભાત